# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીદાન (પરિવર્તિની) એકાદશી વ્રત

વર્ષ ૪ અંક ૬ ભાદરવા સુદ ૧૧, ૨૦૬૬



અનુક્રમણિકા



**राग बिहागरो**

हमारो माई ठाकुर श्रीगोकुलनाथ ।।

और ठाकुर देख्यो न कोउ जाहि नमाउं माथ ।। १ ।।

अष्टसिद्धि नवनिधि कल्पतरु जापे ओटूं हाथ ।।

वृन्दावनको चन्द्र श्रीवल्लभ सब सुख जाके साथ ।। २ ।।





સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને શ્રીદાન એકાદશીની અનેકાનેક વધાઇ પાઠવે છે. આજથી આ પખવાડીયામાં દાનનો મહિમા છે. સાથેજ સાંઝીનો પણ પ્રારંભ થાય છે. શ્રીવામન દ્વાદશી, મહાનુભાવ શ્રીહરિરાયચરણનો ઉત્સવની અનેકાનેક વધાઇ.

શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ અનેક પ્રસંગોએ અનેક વિષયો પર વચનામૃત કરતાં. એક વાર આપશ્રીએ એક પ્રસંગે આજ્ઞા કરી. એક વાર વળી એમ થયું, એક રાજાએ ચોર પકડ્યો. રાજાએ આજ્ઞા કરી કે આ ચોરને મારો. તે વખતે ચોરે (રાજ-સેવકને) કહ્યું જે રાજા મને મારવા માંગે છે, પણ મને એક મહા વિદ્યા આવડે છે.

ત્યારે રાજાએ કહ્યું કે કહો! ત્યારે તે ચોરે કહ્યું જે સોનાના જવ પકવતા આવડે છે. તે (સેવકે) રાજાને જઇને કહ્યું. તેને તેડાવ્યો, પછી તેણે (રાજાએ) ચોરને કહ્યું ક્ષેત્ર નિપાવ, પછી જવ સોનાના ઘડાવ્યા. ત્યારે તે ચોરે રાજા ને કહ્યું કે હે રાજન! એ વ્યક્તિ જવ જણે, જેણે ચોરી ન કરી હોય, તે આ વાવે તો સદ્ય ઉગે. એવો કોણ! પ્રધાન-રાજા ઠઠકી રહ્યા. ત્યારે પેલા ચોરે કહ્યું કે જે તો મારો શો દોષ! એમ કરીને છૂટ્યો.

સમજ :- ચોરમાં હોશિયારી ન હોય તો તેનું જીવન ટકવું મુશ્કેલ છે. એટલા માટે એક દોહરો છે :

અક્કલ વિનાનો વાનીયો, કલા વિનાનો ચોર,

ભજન વિનાનો ભગતડો, એ ત્રણે જાણો ઢોર.

**પ્રશ્ન :- શ્રીગીતાજીમાં ભગવાન આજ્ઞા કરે છે કે सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज, તેમાં સર્વ ધર્મની જે વાત કહી છે તે કયા ધર્મોનો ત્યાગ ત્યાં બતાવવામાં આવ્યો છે? કૃપા કરી સમજાવશો.**

**ઉત્તર :-** ભક્તિ પર્યંત બધા ધર્મો, કર્મ, જ્ઞાન, ભક્તિ બધા ધર્મોનો ત્યાગ કરીને શરણમાં આવો. તેમાં વર્ણાશ્રમ ધર્મ જ કેવળ નહિં લઇ શકાય. વર્ણાશ્રમ, આચાર ધર્મ, કર્મ, જ્ઞાન, ભક્તિરૂપી ધર્મ આ બધા જે પણ કાંઇ ધર્મ છે. બધા ધર્મોનો ત્યાગ કરતાં કરતાં શરણમાં આવો, એ પ્રપત્તિનો ઉપદેશ છે. પ્રપત્તિમાર્ગ (શરણમાર્ગ)નો સીધો સાદો અર્થ છે કે જીવ પોતાની અહંતાથી કોઇ પણ ધર્મનું અવલંબન કરીને સીધું પ્રભુનું અવલંબન કરે.

અર્જુન મર્યાદા પુષ્ટિ ભક્ત હતો, જેમકે પ્રભુચરણે કહ્યું. એના માટે પણ બધા ધર્મનો ત્યાગ આવશ્યક હતો. કેવળ પુષ્ટિભક્ત જ કેવળ મર્યાદા સહિત પુષ્ટિ ભક્ત છે. એમાં બીજભાવ રૂપમાં રહી પુષ્ટિ ભક્તિના માટે ત્યાંનો સર્વ ધર્મ ત્યાગ એટલે પુષ્ટિભક્તનો પણ ત્યાગ છે. તે તો પ્રપત્તિનો ઉપદેશ છે. ભક્તિમાર્ગીય ટીકાકાર તો આ જ અર્થ લે છે કે આત્મધર્મના વિરુદ્ધમાં જેટલા ધમનો ત્યાગ ધર્મશાસ્ત્રમાં બતાવ્યો છે, તે બધા દેહ ઇન્દ્રિયની શુદ્ધિના માટે છે.

આત્મધર્મ છે તે અલગ વસ્તુ છે. તો આત્મધર્મનું અવલંબન જ્યારે કોઇ કરે છે તો તેના માટે અન્ય ધર્મનો ત્યાગ આવશ્યક છે, તો તે સ્થિતિમાં જ્ઞાન, દેહ ઇન્દ્રિયાદિની શુદ્ધિના માટે નથી. આત્મધર્મ છે. તેનો ત્યાગ નથી તે તો જ્ઞાનનો જે પરિપાક છે તેના માટે આ વાત છે. તે જે સાધનરૂપી માર્ગ છે તેમાં દેહ-ઇન્દ્રિય બધી તે વાત સેવાને માટે પણ આવશે.

સેવાનો જે પરિપાક છે માનસી તેના માટે આ વાત લાગુ થશે. સાધનરૂપા જે સેવા છે તેને તો ત્યાં પણ ત્યાગ પ્રાપ્ત થશે. ન્યાય તો સમાન જ રહેશે ને? એમાં સમજવાની વાત એ છે કે પ્રપત્તિનો જે માર્ગ છે તે અલગ નથી. પૃથકશરણ માર્ગ છે. **पृथक्-शरणमार्गोपदेष्टा**[૭૨] જે શ્રીઆચાર્યચરણને કહ્યા છે તે આ અર્થમાં કહ્યા છે. તે અર્થમાં કહ્યું છે કે શરણમાર્ગ કોઇ પણ જીવની કૃતિથી સાધ્ય છે એવા કોઇ માર્ગનો ઉપદેશ નથી, કેવળ જે ષડ્વિધા શરણાગતિ બતાવી. **अनुकूलस्य संकल्पः प्रतिकूलस्य वर्जनम्**. આ ષડ્વિધા શરણાગતિ બતાવી. આજે શરણાગતિના ષડ્વિધા ધર્મ છે અથવા વિવેકધૈર્યાશ્રયમાં જે પોતાના બતાવ્યા ધર્મ છે એના સિવાય ભક્તિ પર્યંત બધા ધર્મોનો ત્યાગ ત્યાં બતાવ્યો છે. તે જે ધર્મત્યાગ છે એનાથી આપણે એ સિદ્ધ નહિ કરી શકીએ કે શુદ્ધ પુષ્ટિભક્તને બધા ધર્મોનો ત્યાગ કરવો પડશે કેમ કે તે અર્થમાં બધા ધર્મોનો ત્યાગ કરે તો પુષ્ટિભક્તિનો પણ ત્યાગ કરવો પડશે.

પ્રપત્તિમાર્ગનો ઉપદેશ છે. ભક્તિમાર્ગીય ઉપદેશ જ નથી. જીવ જે પણ કાંઇ સિદ્ધ કરીશ કે છે, પોતાના પ્રયત્નથી તે બધું છોડીને પ્રભુના શરણને પ્રાપ્ત થાય. પ્રપત્તિનો અંતરભાવ ભક્તિમાર્ગમાં છે. પ્રપત્તિનો અંતરભાવ ભક્તિમાર્ગમાં છે અને નથી. પણ જે જીવમાં પ્રપન્ન થઇને ભક્તિ કરવાનું સામર્થ્ય છે તે જીવને માટે પ્રપત્તિમાર્ગ-ભક્તિમાર્ગની અંતર્ગત છે. જે જીવમાં ભક્તિનું સામર્થ્ય નથી તે કેવળ પ્રપત્તિમાર્ગથી પણ પ્રભુની પાસે પહોંચી શકે છે. આ વાતનું નિરૂપણ શ્રીઆચાર્યચરણે 'સર્વનિર્ણય'માં કર્યું છે. કેવળ જે પ્રપત્તિમાર્ગથી પણ આગળ વધ્યા છે તેને પ્રભુ પ્રાપ્તિ **कृष्ण एव गतिर्मम** એ જ છે કે ષોડશગ્રંથની અંતર્ગત જે પણ કાંઇ ઉપદેશ છે તે સેવાંગભૂત ઉપદેશ છે. અથવા સેવાનો અનુકલ્પ ઉપદેશ છે. અંગ અને અનુકલ્પનું અંતર કેટલું છે? જેવી રીતે શરણાગતિ સેવાના અંગભૂત પણ બની શકે છે અને સેવાનું અંતર પણ. જો સેવા ન બનતી હોય તેને માટે શરણાગતિ સેવાનું અંતર, જો સેવા નભતિ હોય તેના માટે શરણાગતિ સેવાનું અંગ છે. તો ષોડશગ્રંથમાં જેમ બાલબોધનું એક પણ વાક્ય મહાપ્રભુજીનું પુષ્ટિમાર્ગીય છોડી દો સ્વસિદ્ધાંતના ઉપદેશમાં નથી જેમ લોકો સમજે છે; તેમ બાલબોધના પ્રત્યેક વચન ઉપર સિદ્ધાંતને સમજવાને માટે કહ્યું છે : **सर्वसिद्धांतसंग्रहं वदामि सुविनिश्चितम्** અને સિદ્ધાંત મુક્તાવલિ છે, તેમાં **स्वसिद्धांत विनिश्चयम्** સ્વ-સિદ્ધાંત સિદ્ધાંત મુક્તાવલિમાં બતાવ્યો છે અને સર્વ સિદ્ધાંત બાલબોધમાં બતાવ્યો છે.

પણ તો પણ તેમાં એ વાતનું ધ્યાન રાખવું જોઇએ કે સર્વ સિદ્ધાંત જે બતાવ્યો છે તે પણ સેવાના અંગરૂપ જ છે. તેમાં પણ **तदीयत्वं भवेद् ध्रुवम्...**તે શિવ અને વિષ્ણુના માટે કહેવાયેલી વાત છે. જો કોઇ શિવભક્ત હોય તો તેને શિવની ભક્તિ કેવી રીતે કરવી જોઇએ? તદાશ્રય શિવની પ્રપત્તિથી, તદીયત્વ શિવની ભક્તિથી, સાચેસાચ શિવનો અનન્યાશ્રય કરીને, સાચેજ શિવમાં અનન્યાસક્તિ સંપાદન કરી અને **स्वधर्ममनुतिष्ठन्वै** (જેટલી તદીયતા અને તદાશ્રય શબ્દ આવે છે





તે શિવ અને વિષ્ણુ પરક જ છે) હા, તેમાં આપણા શ્રીકૃષ્ણનો કોઇ વિષય જ નથી. બાલબોધમાં, કેમકે ત્યાં સમજાવી સામાન્ય નિયમ શ્રીમહાપ્રભુજીએ કે જો પરાશ્રય મોક્ષની પ્રાપ્તિ કરવી હોય તમારે તો, આ સામાન્ય નિયમ છે, તદાશ્રય તદીયત્વ.

**स्वधर्ममनुतिष्ठन्वै** હવે આ ચાલુ પુષ્ટિમાર્ગીય રીતથી લાગુ કરે છે કે સિદ્ધાંત મુક્તાવલીમાં જો તમારે શ્રીકૃષ્ણની ભક્તિ કરવી હોય તો કૃષ્ણાશ્રય **मोक्षो कृष्णस्य चेद् ध्रुवम्** અથવા ન્યાયથી શ્રીકૃષ્ણમાં અનન્યાસક્તિ રાખતા **स्वधर्ममनुतिष्ठन्वै भारद्वैगुण्यमन्यथा** તે ન્યાયથી સિદ્ધાંત મુક્તાવલીમાં નિયમ છે. ત્યાં શ્રીમહાપ્રભુજીની **भारद्वैगुण्य मन्यथा** એટલે શું ? એમાં બે પ્રકારનો ભાર થઇ જશે. તદાશ્રય અને તદીયતા સાધન કક્ષામાં તો બરાબર નહિ નિભાવી શકો અને વર્ણાશ્રમ છોડી દેશો તો લેવા પુત્ર, ખોઇ આવી પતિને વાત થઇ જશે. એટલે સાધન અવસ્થામાં તદાશ્રય, તદીયત્વ સિદ્ધ નહિં થઇ શકે. એટલે તદાશ્રયત્વ અને તદીયત્વ વ્યસન કક્ષામાં ન પહોંચી શકે ત્યાં સુધી વર્ણાશ્રમ ધર્મ નહિ છૂટી શકે. આ નિયમ આચાર્યચરણે શ્રીકૃષ્ણ ભક્તિમાં પણ કહી છે. ષોડશગ્રંથમાં સર્વત્ર **बीजभावे दृढे तु स्यात् त्यागात् श्रवणकीर्तनात्, बीजदार्ढ्यप्रकारस्तु गृहे स्थित्वा स्वधर्मतः** આમાં **स्वधर्मतः गृहे स्थित्वा अव्यावृत्तो भजेत् कृष्णं स्वधर्मतः वर्णाश्रमधर्मतः गृहे स्थित्वा अव्यावृत्तः सन् कृष्णं भजेत्** તે જ **भारद्वैगुण्यमन्यथा** નિયમની આચાર્યચરણે ભૂમિકા બાંધી દીધી છે. સિદ્ધાંત મુક્તાવલીમાં **कृष्णसेवा सदा कार्या** અહીંથી મહાપ્રભુજીએ સ્વ-સિદ્ધાંત બતાવ્યા છે. પરંતુ નિયમ તે જ છે. એટલે આચાર્યચરણની પાસે જો કોઇ શૈવ જાય તો આચાર્યચરણ એમ નહિ કહે કે તુ વિષ્ણુને ભજ. આચાર્યચરણ એમ કહેશે કે જો તુ શિવની તદીયતા, અનન્યતા, અનન્યાસક્તિ શિવની આવે છે અને **स्वधर्ममनुतिष्ठन्वै** એટલે કોઇ વિષ્ણુનો ભક્ત મહાપ્રભુજી પાસે આવે તો તેને એમ નહિ કહે કે તું શ્રીકૃષ્ણને ભજ્ તેને એમ કહેશે કે તુ વિષ્ણુનો તદાશ્રિત થા. વિષ્ણુનો અનન્ય ભક્ત બન. અને સ્વધર્મનું પાલન કર. આવું જ જ્યારે જેની અંદર પુષ્ટિભક્તિનો બીજભાવ છે તે જ્યારે આચાર્યચરણ પાસે આવે તો તેને આચાર્યચરણ કહેશે કે તું બધાં લફરાં છોડીને શ્રીકૃષ્ણને ભજ.

ભાવત્ક :- દાસ ગોપાલ (જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા)



## II શ્રીગોકુલેશો જયતિ II

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ ભાદરવા સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ ભાદરવા વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

સપ્ટેમ્બર ૧૯ ૨૦૧૦ થી ઓક્ટોબર ૪ ૨૦૧૦

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૨-ભાદરવા સુદ | રવિ | સપ્ટેમ્બર-૧૯ | **શ્રીદાન એકાદશી (પરિવર્તિની એકાદશી) વ્રત।** શ્રીવામન જયન્તી. (શ્રીવિષ્ણુ શૃંખલ યોગ યુક્તા) શ્રીચતુર્થ પીઠાન્તર્ગત શ્રીઆચાર્યગૃહરૂપ શ્રીગોકુલનાથજીના મંદિરમાં શ્રીપ્રભુને પંચામૃત સમયે કુલગત શ્રીપુરાણી સંકલ્પ કરાવે તથા શ્રીવામનસૂક્ત, પુરુષસૂક્તનો પાઠ કરે. |
| ૧૨ | સોમ | ૨૦ | |
| ૧૩ | મંગળ | ૨૧ | આજથી સાંઝી પ્રારંભ ૧૬ દિવસ સુધી. |
| ૧૪ | બુધ | ૨૨ | શ્રીઅનન્ત ચતુર્દશી |
| ૧૫ | ગુરુ | ૨૩ | |
| ૧-ભાદરવા વદ | શુક્ર | ૨૪ | આજથી શ્રાદ્ધ પક્ષનો પ્રારંભ |
| ૨ | શનિ | ૨૫ | |
| ૩ | રવિ | ૨૬ | |
| ૪ | સોમ | ૨૭ | |
| ૫ | મંગળ | ૨૮ | મહાનુભાવ શ્રીહરિરાયચરણનો ઉત્સવ (સં.૧૬૪૭) |
| ૬ | બુધ | ૨૯ | |
| ૭ | ગુરુ | ૩૦ | |
| ૮ | શુક્ર | ઓક્ટોબર-૧ | |
| ૯ | શનિ | ૨ | |
| ૧૦ | રવિ | ૩ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટીપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*

**સત્પુરુષોમાં જ ભગવાનનું ભજન હોય છે એવો સિદ્ધાંત છે.** (શ્રીસુબોધિનીજી ૩-૨૫-૭)

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# ગુરુ શિક્ષા

## ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

...ગતાંકથી આગળ

**પ્રેમ સહિત શણગાર :-**

હવે દર્શનનો બીજો એક પાસુ જુઓ, દરેક પુષ્ટિમાર્ગીયની દિનચર્યા. શ્રીમહાપ્રભુજીના જ્યેષ્ઠ આત્મજ શ્રીગોપીનાથપ્રભુચરણ સ્વરચિત **સાધન દીપિકા**માં જીવનચર્યા બતાવતો ગ્રંથ છે. એકવાત સ્પષ્ટ કરી લઉં કે આ સત્ય બતાવનારા શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથ પ્રભુ, શ્રીવિઠ્ઠલનાથ પ્રભુ અને સપ્ત આચાર્યો છે. દેવકીનંદન નથી. દેવકીનંદન તમને શ્રીવલ્લભાધીશ અને તેના યોગ્ય આચાર્યની વાત જણાવી રહ્યો છે. (સાધન દિપિકાના અનુવાદ પણ ગુજરાતીમાં મળે છે.) પણ અત્યારે બહુ જ ઓછા ગોસ્વામી બાળકો આ બધું સમજાવવા તૈયાર છે કારણ કે બધું બતાવી દેવાથી તકલીફ થશે. અમારા ઘણાં બધા સ્વાર્થ લુપ્ત થઈ જશે. તેથી તમને સર્વેને અજ્ઞાનમાં રાખવા એ અમારા હિતમાં છે. તેથી આ અજ્ઞાનમાંથી બહાર આવો, માંગણી કરો અને, ગ્રંથોને સત્સંગમાં વાંચો અને વંચાવો. ૮૪ વૈષ્ણવોની વાર્તા, ૨૫૨ વૈષ્ણવોની વાર્તા તથા નિજવાર્તા-ઘરુવાર્તા, આ બધા ગ્રંથોનું અધ્યયન-અભ્યાસ કરો, આ ત્રણ ગ્રંથો તો તમારા મૂર્ધન્ય છે. મંગળભોગ આવી ગયા પછીનો ક્રમ શું છે તે શ્રીગોપીનાથ પ્રભુ બતાવી રહ્યા છે.

જેના ઘરે સ્વતંત્ર પ્રાગટ્ય છે તે **'व्रज भयो महेरके पूत'**ની જેમ સ્વતંત્ર પ્રાગટ્ય છે. આવી રીતે તમારા બધાના ઘરમાં શ્રીઠાકોરજી બિરાજતા હોય અને જેના ઘરમાં :

**असमर्पितवस्तूनां.... सेवकानां यथा लोके व्यवहारः प्रसिद्धयति**

**चिंता कापि न कार्या निवेदितात्मभिः कदापीति ।**

આ બધા નિયમોના આધારે જેના ઘરમાં સેવા થતી હોય તેવા પરમ સૌભાગ્યશાળી જીવોને, વૈષ્ણવોને મારા શત્ શત્ નમન છે. એવા લોકોને ત્યાં મંગળભોગ પ્રભુ આરોગી લે પછીનો ક્રમ શું છે તે શ્રીગોપીનાથ પ્રભુ બતાવી રહ્યા છેઃ **अलंकृत्यैव सप्रेम स्वीयान् भक्तान् प्रदर्शयेत् ।। (साधनदीपिका - १०८)**

**अलंकृत्यैव** (શણગાર, અંલકાર ધરીને) **सप्रेम** (પ્રેમ સહિત). એવું કદીય નહિં બોલતા કે શ્રીમહાપ્રભુજીની વાણી ક્લિષ્ટ છે. ક્લિષ્ટ એટલે જે ક્લેશ આપે. શ્રીમહાપ્રભુજીની વાણી આપણને પરમસુખ આપનારી છે, શણગાર કરીને, સપ્રેમ શણગાર કેવી રીતે કરવા છે શુષ્ક રીતે નહિ પણ સપ્રેમ, પ્રેમભાવ સહિત. આપણે નાના બાળકોને નવડાવતા ધોવડાવતા તેના શરીરને દુઃખ ન થાય એ રીતે વહેવાર કરીએ છીએ, કારણ કે તે કોમળ છે. એ રીતે પ્રભુ માટે કાળજી રાખીને સપ્રેમ અલંકાર કરવા પછી જુઓ શું કહે છેઃ **स्वीयान् भक्तान् प्रदर्शयेत्** । તમારા માટે પક્ષ લઇ રહ્યો છું, પરંતુ તમારા દુર્ભાગ્ય એવા છે કે દર્શન માટે નિયમ તમારી તરફેણમાં નથી. તમારો ફેસલો તમારા હિતમાં થાય એવો કોઈજ કાયદો મળતો નથી : **अलंकृत्यैव सप्रेम स्वीयान् भक्तान् प्रदर्शयेत् ।।**

માત્ર દર્શન જ નહીં પણ ભલીભાંતી દર્શન કરાવો. આમાં બે શબ્દ છે '**स्वीयान्**', '**भक्तान्**' ને દર્શન કરાવો. એ ભક્તને દર્શન કરાવો કે જેના માથે ભગવાન બીરાજે છે. આ પણ ભલામણ નથી, આદેશ છે, કે તું એવા લોકોને દર્શન કરાવી શકે છે તે જેમના માટે બે વસ્તુ આવશ્યક છે. '**स्वीयान्**' અને '**भक्तान्**'. એ તમારો પોતાનો **આત્મીય** પણ હોય અને **ભક્ત** પણ હોય. આત્મીયનો મતલબ માત્ર સ્નેહી નથી તેની સાથે તમારો આત્માનો સંબંધ હોવો જરૂરી છે. આ **स्वीयान् भक्तान् प्रदर्शयेत्**, એ તમારા સગાસંબંધી છે.

આપણો પોતાનો સગો દિકરો કેમ ન હોય, '**स्वीयान्**'-**આત્મીય** એકલું લાગે છે પરંતુ '**भक्तान्**'- **ભક્ત** ન હોય તો તેને દર્શન ન કરાવો, એવો આદેશ છે. એમને દર્શન કરાવી ન શકાય અને કદાચ '**कहा ओछी व्हे जिन जात**' શ્રૃંગાર સમયના પદમાં આ કોણ કહી રહ્યું છે ? વ્રજ સ્વામિનીઓ કહી રહ્યા છે કે: હે યશોદા ! જ્યારે પણ અમારી જરૂરિયાત પડે ત્યારે અમે તારા પડોશમાં જ છીએ, અમને બોલાવી લેજે. એ બોલાવી લેવામાં આત્મીયપણું છે અને તેથી ત્યાં બેઉ, આત્મીયપણું છે અને સાથે સાથે ભક્તપણું પણ છે પણ સાથે સાથે જે ભક્ત હોય પણ આત્મીય ન હોય તો પણ તમે બોલાવી શકતા નથી. યશોદાના ઉદાહરણમાં આત્મીયપણું અને ભક્તપણું બંને હતું. જ્યાં ભક્તપણું હોય અને આત્મીયપણું ન હોય અને જ્યાં આત્મીયપણું હોય અને ભક્તપણું ન હોય તો પણ દર્શન કરાવી શકતા નથી એટલે પોતાના શ્રીઠાકોરજીને દર્શન કરાવવાનો આ નિયમ છે.

શ્રીહરિરાયચરણનો પણ એક નિયમ યાદ કરી લો કે અનાધિકારી વ્યક્તિને પણ દર્શન કરાવતાં સેવાનું એક વર્ષનું ફળ આપણે ગુમાવીએ છીએ. આ બધા વિધાનોને તમારી સામે મૂકી દો અને '**स्वीयान् भक्तान् प्रदर्शयेत् अलंकृत्यैव सप्रेम**'. શ્રીપ્રભુના શણગાર કરીને સપ્રેમ પોતાના આત્મીય ભકતોને દર્શન કરાવવા એવો આદેશ છે. સત્ય આ છે અને તથ્ય પણ આ જ છે. શ્રીમહાપ્રભુજીનો જે પ્રકાર છે તે આજ છે. આના સિવાય અન્ય કોઈ નથી, નથી ને નથી જ !

બાકી તમને મન ફાવે તેવું કરવું હોય તો કરો, કોઈ રોકટોક નથી, પણ મહેરબાની કરીને એને પુષ્ટિમાર્ગ ન કહો. પણ એમ કહો કે તે તમારો માર્ગ છે, પરંતુ એ શ્રીમહાપ્રભુજીનો માર્ગ નથી એટલી જ વાત નિર્ભયપણાથી કહો. મને બીજી કોઈ તકલીફ નથી. જેમ નિર્ભય થઈને હું કહી રહ્યો છું. તેમ તમે પણ નિર્ભય થાવ અને કહો કે શ્રીમહાપ્રભુજીની કંઠી અમને સ્વીકાર્ય નથી. અમે જે કંઈ માર્ગ અપનાવી રહ્યા છે તે અમારો પોતાનો છે અને જે પ્રકાર છે એ પણ અમારો પોતાનો જ છે. હવે આવી સેવા માટે દિક્ષા-બ્રહ્મસંબંધ કહેવાતા પુષ્ટિમાર્ગમાં રૂપિયા ૧૧ કે ૨૧માં વેચાઈ રહ્યા છે. જેમ પોલીટીકલ લીડર સભ્ય સંખ્યા વધારે તેમ આજે બ્રહ્મસંબંધ તમારે ત્યાં રૂપિયા ૧૧ કે ૨૧માં વેચાઈ રહ્યા છે, ભીડ વધારવામાં આવી રહી છે, કેમ કે જેટલી ભીડ વધુ તેટલો ફાયદો વધારે.

જે બ્રહ્મસંબંધ આજે વેચાઈ રહ્યો છે તેની ખરી વ્યવસ્થા સમજી લો.

**ગુરૂ-શિષ્ય પરંપરા :-**

ગુરૂશિષ્ય પરંપરા - શાસ્ત્રની દૃષ્ટિએ અને પુષ્ટિમાર્ગની દૃષ્ટિએ **तथाच तन्त्रे.** તંત્ર કહો કે શાસ્ત્ર કહો તે બંને એક જ છે. **तथाच तन्त्रे** એટલે શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે: **गुरुः परीक्षयेत् शिष्यम्** ગુરૂ શિષ્યની પરીક્ષા લે. સર્વશાસ્ત્રનો સર્વત્ર આ નિયમ છે કે જે વ્યક્તિ શિષ્ય થવા માંગે છે તેની ગુરૂએ પરીક્ષા લેવી જોઈએ. બધા શાસ્ત્ર અને





બધા જ શાસ્ત્રથી બનેલા સંપ્રદાય જ્યારે આવું કહી રહ્યા હોય કે ગુરુએ શિષ્યની પરીક્ષા લેવી જોઈએ એવા સમયે આપણા વિલક્ષણ એવા પુષ્ટિમાર્ગમાં શી વ્યવસ્થા છે તે પણ જોઈ લઈએ. સમજી લો. પુષ્ટિમાર્ગ બહુ સ્પષ્ટ ઘોષણા કરીને કહે છે કે -

**શિષ્યે પણ ગુરૂની પરીક્ષા કરવી જોઇએ :-**

ગુરૂના સ્થાન પર બેઠેલા છે જે વ્યક્તિઓ અને ઘંટા ટકોરા વગાડી વગાડીને બ્રહ્મસંબંધ આપી રહ્યા છે તેઓને બોલાવો અને આ વાત કહો કે શિષ્યે પણ ગુરૂની પરીક્ષા કરવી જોઈએ. આવાને પણ કસોટી પર ઘસવા જોઈએ તેથી ખબર પડે. આવે અને પોતાની પરીક્ષા આપે. આ ગ્રંથ કહી રહ્યા છે, મારી પોતાની વાત નથી, હું નથી કહી રહ્યો. શાસ્ત્ર એમ કહે છેઃ **गुरुः परीक्षयेत् शिष्यम्** પરંતુ **इति वाक्यात् शिष्यो यथा परीक्ष्यते तथात्र गुरुः** જે પ્રકારથી શિષ્યની પરીક્ષા ગુરૂ લઈ રહ્યા છે તે પ્રકારે અત્ર એટલે અહીંયા ગુરૂની પણ પરીક્ષા લેવી જોઈએ.

આ સાહસ બીજા કોઈ પણ સંપ્રદાયનું નથી. આ આપણા સ્વામી શ્રીવલ્લભાધીશનું સાહસ છે. જે કહી શકે છે કે શિષ્ય ગુરૂની પણ પરીક્ષા લઈ શકે છે. આથી જ ગુરૂ બનાવતા પહેલા એક હજાર વાર વિચારો, આપણે દરરોજ કુકરમાં મૂકેલા ચોખાના દાણાને દબાવીને જોઈ લઈએ છે કે બરાબર ચઢી ગયા છે કે નહિ તેની કસોટી કરી લઈએ છીએ. એક વાર નહીં હજાર વખત ગુરૂ સ્થાનની વ્યક્તિને કસોટી પર ચઢાવી ચકાસી લો અને એક વાર જે પણ કોઈ શ્રીવલ્લભવંશજની પરીક્ષા લઈ ગુરૂ બનાવો છો તેની પાસેથી ગુરૂના કર્તવ્યની પણ પૂર્ણ અપેક્ષા રાખો અને ગુરુને સન્માન પણ એટલું જ આપો.

અને જો આવું ન થાય તો શું થાય તે જુઓઃ **नो चेत् एतादृशस्य लोकानुगतपशुरूपत्वात् तादृशानुसरणे अन्धानुगान्धवद् उभावपि पतेताम्** - જો એવું ન થાય - જો ખરી રીતે પરીક્ષા કરીને ગુરૂપણ સાચી રીતે ગુરૂ ન થાય અને શિષ્ય પણ સાચી રીતે શિષ્ય ન થાય તો બન્નેની શું સ્થિતિ થાય ?

**एतादृशस्य** - આવો ગુરૂ - એટલે જે ગુરૂનું તમે પરિક્ષણ ન કરો અને છતાં આંધળી રીતે તમે એને ગુરૂ માની લો, એટલે આવા ગુરૂ

**लोकानुगत** - એટલે લોક અનુભવ એટલે સંસાર જેવો એટલે

**पशुरूपत्वात्** - પશુરૂપ છે તેમ આ ગ્રંથો કહી રહ્યા છે.

તમારામાં કહેવાનું એટલું સાહસ છે કે નહિ, જો ના હોય તો કેળવો કેમ કે મૂળ ગ્રંથો આવું કહી રહ્યા છે. એવી વ્યક્તિ જે ગુરૂપદની કસોટી પર સાચી ન ઉતરે એતો **लोकानुगत पशुरूप** છે. **पशुरूपत्वात्** છે એટલે શું થાય,

**तादृशस्यानुसरणे** એટલે તેના જેવું અનુસરણ કરશો તો આ પશુરૂપ છે એટલે તેનું અનુસરણ કરશો તો

**उभावपि अन्धानुगान्धवत्** (અંધ અનુગ એટલે આંધળા પાછળ ચાલનાર) એટલે કે આંધળો જ આગળ ચાલે અને આંધળા જ પાછળ ચાલે, આનું પરિણામ શું આવે ?

**उभावपि पतेताम्** એટલે કે લોકો ખાડામાં પડે. આ શબ્દો શ્રીમહાપ્રભુજી રચિત તત્વાર્થદીપનીબંધના છે, મારા પોતાના નથી તેની ખાત્રી કરી લેશો. બંનેનું પતન થશે કેમ કે પેલોય આંધળો છે અને અનુસરવાવાળાય આંધળા છે. તેથી નિર્ણય કરી લેશો કે તમારે શું કરવાનું છે.

આગળ શું કહે છે :

**तेन ब्रह्मसम्बधोऽपि फलमुखः तस्यैव इति सिद्ध्यति, एवं अधिकारसूचनेन अनधिकार्यपि व्यावर्तितः**

તેથી બ્રહ્મસંબંધ પણ, એવીજ વ્યક્તિને ફલિત થાય છે કે જ્યારે એ પોતે શિષ્ય થવાના ગુણસહિત ગુરૂ થવાના જેના ગુણ છે તેની પાસેથી બ્રહ્મસંબંધ લે છે. ત્યાં શ્લોકમાં **एव** શબ્દ વાપર્યો છે. એવ એટલે એને જ સિદ્ધ થશે બીજાને નહિ થાય. એટલે રૂ.૧૧ કે ૨૧ કે અત્યારના માર્કેટ ભાવ જે હોય તે વિશેષ મને ખબર નથી. ત્યાં બીજું ડીવીઝન પણ આવે છે કે અમારા તપેલીના ઠાકોરજીના રૂ.૧૧ અમારા નિધિ સ્વરૂપના રૂ.૨૧, આવુ બધું તો ચાલ્યા જ કરતું હોય છે. **अधिकारसूचनेन** આ પ્રકારે અધિકાર સ્પષ્ટ કરી દેતાં, **अनधिकार्यपि व्यावर्तितः** વ્યાવર્તીત એટલે દૂર કરી દીધાં, એટલે અનઅધિકારીને આનાથી દૂર કરી દીધા.

આ પ્રમાણે બ્રહ્મસંબંધ અધિકારી વ્યક્તિઓએ જ લેવો જોઈએ અને અધિકારી વ્યક્તિએ જ આપવો જોઈએ, અન્યથા બ્રહ્મસંબંધ ફલિત થતો નથી. તેવો આ ગ્રંથોનો નિર્ણય છે. તમારી ભ્રમણા કે તમારા દિવાસ્વપનો કે તમે જેને સ્વર્ગનો પાસપોર્ટ જે પણ કાંઈ સમજતા હો તો તે ગેરસમજને કાઢી નાખજો.

**ગુરુએ વગર પૂછે કહેવું ન જોઇએ :-**

**गुरुश्च अपृष्टो न वक्षति ।**

ગુરૂએ વગર પૂછે કહેવું ન જોઈએ. એટલે કે જ્યાં પ્રશ્ન ન હોય ત્યાં ગુરૂએ ન કહેવું જોઈએ. આ તત્વ અર્જુનને પણ ભગવાન આ રીતે જ સમજાવે છે. જ્યારે અર્જુન પૂછે છે કે ભગવાન, આ બધી વાતો તમે વિવેચન કરી તે મારી જેવી બીજી કોઈ વ્યક્તિએ સમજવી કેવી રીતે, મને તો તમે મળ્યા છો તેથી સમજી લઈશ, પણ મારા જેવી બીજી જિજ્ઞાસુ વ્યક્તિને સમજાશે ક્યાંથી? તો ભગવાન કહે છે કે : **तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया उपदेक्ष्यति ते ज्ञानं ज्ञानिनस्तत्वदर्शिभिः** - ત્રણ વાત સમજાવી.

**तद्विद्धि प्रणिपातेन -** તું સંપૂર્ણ દીનતા રાખ, જેની પાસેથી તું અભ્યાસ કરવા માંગે છે તેના પ્રત્યે તું સંપૂર્ણ દીનતા રાખ. જેની પાસે તું અલૌકિક માર્ગ શીખવા જઈ રહ્યો છે તેના પ્રતિ તું દીનતા રાખ. આ સાચા ગુરૂ અને સાચા અધિકારીની વાત છે. જે બ્રહ્મસંબંધ વેચી રહ્યા છે. તેની વાત નથી અને જે ખરીદી રહ્યા છે તેની પણ આ વાત નથી. તું સંપૂર્ણ દીનતા રાખ.

**परिप्रश्नेन -** એટલે જિજ્ઞાસા રાખીને અને ત્રીજી અનિવાર્ય આવશ્યકતાઓ બતાવી તે

**सेवया -** આ સેવા છે અને તે પોતાના ઘર કે ગામડામાં નથી થતી.

તેથી એ વાતને ભૂલી જાઓ કે ગુરૂ આવે અને આપણા ડ્રોઈંગરૂમમાં આવીને ચમચીથી આપણને બોધ આપી જાય, એવી વાત ભારતીય સંસ્કૃતિમાં તો નથી અને ભારતીય સંસ્કૃતિવાળાએ એવી અપેક્ષા પણ ન રાખવી જોઈએ. ગુરૂના ઘેર જઈને ગુરૂ ઉપસક્તિ કરવી જોઈએ.

શાસ્ત્રના દરેક જાણકાર વ્યક્તિને આ ગુરૂઉપસક્તિ વિશે જાણકારી તો હશે જ.

**उपसत्ति** એટલે સાથે રહેવું, પાસે રહેવું, પાસે રહીને સેવા કરવી. આજે પણ ભારતીય નૃત્ય સંગીત પરંપરામાં આ ગુરૂ શિષ્ય પરંપરાનો નિર્વાહ થાય છે. ગુરૂને પ્રશ્ન પણ હોંશાતોંશીના ન હોવા જોઈએ. પ્રશ્નો તત્વજ્ઞાન માટેના હોવા જોઈએ, તત્વબોધ માટેના હોવા જોઈએ, અને તે પછી આગળ શું કહે છે **सोऽपि गुरौ प्रपन्नस्येव...** એટલે ગુરૂના શરણમાં જઈને જ તમારા પ્રશ્નોની જિજ્ઞાસા ફલિત થશે, તે સિવાય નહિ થાય. આગળનું બીજું પાસું બતાવું.

શ્રીમહાપ્રભુજી આ બાબતમાં બતાવે છે.

**कृष्णसेवापरं वीक्ष्य दम्भादिरहितं नरम्** ।।

**श्रीभागवततत्वज्ञं भजेत् जिज्ञासुरादरात्** ।।

શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંત પ્રમાણે દરેક વલ્લભવંશજ માટે આચાર્ય કે ગુરૂ થવું અનિવાર્ય નથી પરંતુ વલ્લભસંપ્રદાય એટલે કે પુષ્ટિમાર્ગમાં આચાર્ય કે ગુરૂ થવા માટે વલ્લભવંશજ જ હોવું અનિવાર્ય છે. તેથી તમારી વલ્લભકુળની જે પેલી થિયરી છે તેને થોડીક ચકાસી લો અને મનમાં ઘર કરી ગયેલા ભૂતમાંથી બહાર નીકળો. તેથી શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરી રહ્યા છે **कृष्णसेवापरं वीक्ष्य दम्भादिरहितं नरम्...**

શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે **भजनं सर्वभावेन,** સૌથી પહેલા ગુરૂનું ભજન કરો, આ કૃષ્ણ સેવાનો સંદર્ભ ચાલી રહ્યો છે. તેથી તે જ ચર્ચા ચાલી રહી છે. કૃષ્ણ સેવા કરતા પહેલા ગુરૂની સેવા કરો એવી શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરી રહ્યા છે. હું જે ગુરૂની વાત કરું છું તેમાં શ્રીઆચાર્ય મહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, શ્રીગુંસાઈજી તથા શ્રીસપ્ત આચાર્ય સુધીની વાત સમજજો. એવું ના સમજતા કે આ સ્થાનથી હું કહી રહ્યો છું તેથી હું મારા માટે કહી રહ્યો છું. એવું નથી. તે મારી શ્લાઘા માટે નથી. મહેરબાની કરીને એવો અન્યાય મારી સાથે ના કરતા.

માત્ર તમને બોધ આપી રહ્યો છું અને એ પણ જાણું છું કે આ બોધ તમને અત્યારે મળી રહ્યો નથી આજકાલ. તેથી કહી રહ્યો છું **भजनं सर्वभावेन,** એટલે ગુરૂની સેવા સર્વભાવથી કરવી જોઈએ અને સર્વભાવનો અર્થ છે યથાશક્તિ એમની આજ્ઞાનું પાલન કરવું એવું અહિંયા વ્યાખ્યાકાર સ્પષ્ટ જણાવે છે.

**शक्ति-अनुसारेण** - પોતાના સામર્થ્ય અનુસાર, **सावधानैः** - પ્રમાદ કર્યા વગર, **सादरम्** - આદર સાથે ગુરૂની આજ્ઞા પાલન કરવી એનું નામ છે સર્વભાવથી સેવા કરવી. અહીં સર્વભાવનો બીજો કોઈ જ અર્થ નથી. તમારું જેટલું સામર્થ્ય છે તે અનુસાર, પ્રમાદ કર્યા વગર આદર સહિત ગુરૂની આજ્ઞાનું પાલન કરવું અને તે પછી ગુરૂસેવાથી ગુરૂ પ્રસન્ન થઈ જાય ત્યારે, **तदा** - સેવા કર્યાથી, **तदुक्तप्रकारेण** - ગુરૂ જે પ્રમાણે કહે તે પ્રમાણે, **भगवत्सेवा कर्तव्यान्** - ભગવત સેવા કરવી જોઈએ ત્યારે જ આપણને - 'આપ સેવા કરી શીખવે શ્રીહરી' સમજાશે...નહીં તો માર્ગની મર્યાદા સમજાશે ક્યાંથી ? વાર્તાઓ સમજો અને જુઓ કે ક્યાંય કોઈએ પણ રીતભાત શીખ્યા વગર સેવા શરૂ કરી દીધી હોય.

જ્યાં સુધી ગુરૂનું સાનિધ્ય નહિ કેળવો ત્યાં સુધી આચાર વિચારતો શું સેવા માટેના હાથ ખાસા કેવી રીતે કરવા તે પણ નહિ આવડે. એક વાતની સ્પષ્ટતા રાખજો કે એ વાત જુદી હતી કે બે જ દિવસ રહીને સેવાની રીત શીખવી દીધી, કેમ કે એ ગુરૂ બીજા કોઈ ન હતા. પરંતુ સાક્ષાત્ પરમાત્મા હતા અને એ શિષ્યો બીજા કોઈ ન હતા પરંતુ સાક્ષાત્ વ્રજભક્તો હતા.

**जो श्रीवसुदेव किये पूरण तप**

**सो फल फलित श्रीवल्लभदेव**

તેથી બે કલાકમાં પણ સેવાની રીત શીખી જાય અને બે દિવસમાં પણ શીખી જાય. એક રાતના નિવાસમાં પણ શીખી જવાય પરંતુ આપણી વાર્તાઓ એક વાત નિરંતર રીતે સમજાવી રહી છે કે શ્રીમહાપ્રભુજી જે તે ભક્તોને ત્યાં તેમના ઘરે બીરાજ્યા છે અને તેમના ઘરે રહી સેવાની રીત શીખવી છે અથવા તે ભક્તો શ્રીમહાપ્રભુજીની સાથે રહ્યા છે. બંનેમાંથી કોઈક ઘટના તો ઘટિત થઈ જ છે. માત્ર બ્રહ્મસંબંધ લઈ, આપી પછી નીચે ઓફિસમાં ગુમાસ્તાને રૂા.૧૧ કે ૨૧ આપ્યા હોય અને પછી ભક્ત કે સેવકનું મોઢું પણ યાદ ના રહે તે રીતે તો સેવા કદીય શીખવવામાં નથી આવી અને એ શ્રીમહાપ્રભુજીનો પુષ્ટીમાર્ગ નથી. એનો ખ્યાલ કરી લેજો અને આ બધા સેવાના સંદર્ભ છે. આ સેવાના સંદર્ભમાં બીજી એક વાત તમને આગળ કહી દઉ એના પહેલા મારૂં દીલ રડી રહ્યું છે તે વાત પણ તમને કરી લઉ.

આપ મને બોલાવો કે ન બોલાવો, તેનાથી કોઇ ફરક પડતો નથી, કેમકે દેવકીનન્દનને બોલાવવાથી ન કશું બને છે કે ન કશું બગડે છે પણ શ્રીમહાપ્રભુજીને નહીં બોલાવો તો તમરું બધું જ બગડી જશે. ધ્યાન રાખજો.

માટે એટલું યાદ રાખજો ન જાણે કેટલાય દેવકીનન્દન આવી ગયા, આવી રહ્યા છે અને ન જાણે કેટલાય દેવકીનન્દન શ્રીગોકુલેશના ચરણોમાં આવશે. સવાલ એ નથી કેમ કે શ્રીમહાપ્રભુજી એક જ આવ્યા છે, એક જ છે અને એક જ રહેશે, આ સ્પષ્ટ રાખજો. ચાકરોને બોલાવો કે ન બોલાવો, વાત અમારી એટલી જ છે કે માલિકને યાદ રાખજો અને અમારા માલિકની વાણીને યાદ રાખજો. આપ ગાળો બોલશો એનાથી અમને કોઈ નિસ્બત નથી પણ જો આપ માલિકની વાણીનું આચરણ કરતા હશો તો અમે અમારા ઘરે બેઠા બેઠા પણ આપને હજારો સાધુવાદ આપીશું.

**महेरबां होके बुला लेना मुझे चाहे जिस वक्त ।**

**मैं गया वक्त नहीं हुं जो फिर न आ सकुं ।**

સંકલનઃ- સિદ્ધાંત વિમર્શ ! માંથી સાભાર.....



# સ્વ-માર્ગીય સમજ

## બૃહસ્પતિના પુત્ર કચે ગુરુપુત્રી દેવયાની જોડે વિવાહ કાં ન કર્યો

**શિષ્ય :-** કૃપાનાથ! આપશ્રીએ જે આજ્ઞા કરી, તે સમજમાં આવી ગઇ. પણ આપણા શાસ્ત્રમાં બૃહસ્પતિનો ઉપાખ્યાન પ્રાપ્ત થાય છે, તેમાં બૃહસ્પતિના પુત્ર કચનો પણ પ્રસંગ છે. તો બૃહસ્પતિના પુત્ર કચે નિજગુરુ શુક્રાચાર્યની પુત્રી દેવયાની સાથે ઉદ્વાહ કરવાની ના કેમ પાડી. તેનું કારણ આપશ્રી કૃપા કરી સમજાવો...

**ગુરુદેવ :-** આ પ્રસંગ 'મત્સ્ય' પુરાણમાં વર્ણાવેલો છે. તે જરા વિસ્તારથી કહેવો જોઇએ ત્યારે તે સમજાશે. ત્યાં કથા એવી છે કે - દેવતાઓના ગુરુ બૃહસ્પતિનો પુત્ર કચ સંજીવિની વિદ્યા ભણવા માટે શુક્રાચાર્ય પાસે ગયો, ત્યારે દૈત્યોએ વિચાર કર્યો કે એક તો દેવોના પક્ષમાં મહાસમર્થ ભગવાન વિષ્ણુ છે અને આ દેવોના ગુરુનો પુત્ર કચ પણ દેવપક્ષનો જ કહેવાય, તેમાં વળી જો તે સંજીવિની વિદ્યા શિખી જશે તો આપણને ઘણું કષ્ટ થશે, માટે કચને સમૂળગો મારી જ નાખવો, એમ વિચાર સ્થિર કરી કચ જ્યારે નિજગુરુ શુક્રાચાર્ય માટે વનમાં સમિધ્ પુષ્પ વગેરે લેવા ગયો ત્યારે દૈત્યોએ તેને મારી કુવામાં નાખી દીધો. રાત્રિ થઇ ભોજનનો વખત થયો ત્યારે શુક્રાચાર્યે નિજપુત્રી દેવયાનીને ભોજન કરી લેવા કહેતાં તેણીએ જવાબ આપ્યો કે 'કચ આવશે ત્યારે હું ભોજન લઇશ'. આ જવાબ સાંભળી શુક્રાચાર્યજીએ વિચાર કર્યો કે દેવયાનીનો કચ સાથે ઘણો સ્નેહ બંધાયેલો હોવાથી જ્યાં પર્યંત કચ આવશે નહિ ત્યાં પર્યંત તેણી ભોજન લેશે નહિ, માટે ધ્યાન ધરી જોઉ કે કચ ક્યાં છે.

ધ્યાન ધરી જોતાં તેમણે જણાયું કે કચ દૈત્યો વડે મારી નાખી કૂવામાં નાખી દેવામાં આવ્યો છે, તે ઉપરથી તેને કુવામાંથી બહાર કઢાવી સંજીવિની વિદ્યાના બલથી જીવતો કરી પોતાના ઘર આગળ લાવ્યા અને બધાંએ ભોજન કર્યું. આ વાતની દૈત્યોને જાણ થતાં તેઓએ વિચાર્યું કે 'શુક્રાચાર્ય તેમને જીવાડી શકે નહિ'. એમ વિચારીને વનમાં ગયેલા કચને મારી તેનો દાહ કરી તેની ભસ્મને ખુબ બારીક વાડી સુરા સાથે મેળવીને શુક્રાચાર્યને પાઇ દીધી. તેથી કચની ભસ્મ શુક્રાચાર્યજીની પેટમાં ગઇ. એટલે તે દિવસે પણ કચ સાંજ સુધી ઘેરે આવ્યો નહિ ત્યારે દેવયાનીએ પોતાના પિતા શુક્રાચાર્યને વિનતી કરી કે 'ગમે ત્યાંથી કચને બોલાવો, કચ નહિ આવશે તો હું દેહનો ત્યાગ કરીશ'. તે ઉપરથી શુક્રાચાર્યજીએ ધ્યાનાવસ્થિત થઇને જોયું તો જણાયું કે કચતો પોતાના જ પેટમાં છે, ત્યારે પોતાના ઉદરમાં રહેલા કચને સંજીવિની વિદ્યાથી સજીવન કરી શુક્રાચાર્યે પુછ્યું કે 'મારા ઉદરમાં તું શી રીતે આવ્યો' ઉદરમાંથી કચે જવાબ આપ્યો કે 'દૈત્યોએ મને મારી નાખીને આ ક્રિયા કરેલી છે'.

તે ઉપરથી ફરીને શુક્રાચાર્યજીએ ધ્યાન ધરી જોયું તો જણાયું કે કચને મારી નાખી તેની ભસ્મ સુરાપાન સાથે મને પીવડાવી દેવામાં આવી છે, ત્યારે પછી પોતાની પુત્રી દેવયાનીને પ્રસન્ન રાખવા કચને પોતાના ઉદરમાંથી બહાર કાઢવાનો નિશ્ચય કર્યો, પરંતુ કચ બહાર આવતાં પોતાનો દેહ રહેશે નહિ એમ વિચારી કચને સંજીવિની વિદ્યા પણ ઉદરમાં જ ભણાવી દીધી અને પોતાનું ઉદર ચીરાવી કચને બહાર કાઢ્યો, બહાર નિકળી કચે ઉદરમાં જ ભણેલી સંજીવિની વિદ્યાથી શુક્રાચાર્યને સજીવન કર્યા. આ પ્રકારે સંજીવિની વિદ્યા ભણવા આવેલા કચે પોતે વિદ્યા ભણી લીધી એટલે ગુરુ પાસે આજ્ઞા માંગવા ગયો ત્યારે દેવયાનીએ કહ્યું કે 'મારી સાથે લગ્ન કરો, ત્યાર બાદ રજા મળશે'.

તેના જવાબમાં કચે કહ્યું કે :-

**यत्रोषितं विशालाक्षं त्वया चन्द्रनिभानेन ।**

**तत्राहमुषितो भद्रे कुक्षौ काव्यस्य भामिनि ।।**

અર્થ :- હે ચન્દ્રસમાન મુખવાળી તથા વિશાલ નેત્રવાળી ભામિની તે શુક્રાચાર્યના ઉદરમાંથી તુ જન્મેલી છો તેજ ઉદરમાં હું પણ રહેલો છું, તેથી આપણા બન્નેનો એક ઉદરમાં નિવાસ થયેલો હોવાથી આપણો ભાઇ-બહેનનો સંબંધ થયો કહેવાય, કારણકે છ કોશવાળા દેહમાં અસ્થિ વગેરે પણ ત્રણ કોશનું ઉપાદાન કારણ પિતા મનાયેલ છે, તેથી હું તારૂં પાણિગ્રહણ કરી શકું નહિ. અહિ કચે પોતે શુક્રાચાર્યના ઉદરમાં રહ્યો તેથી પોતે દેવયાની સાથે ભ્રાતૃભાવ પ્રગટ કર્યો. અને વિવાહ કરવાની ના પાડી, બીજું કંઇ પણ કારણ અત્ર નથી. તેથી એક ગુરુ પાસેથી મન્ત્રોપદેશ ગ્રહણ કરનાર સ્ત્રીપુરુષમાં ભગિનીભ્રાતૃત્વ માનવું એ કોઇ રીત પણ શાસ્ત્રથી સિદ્ધ થઇ શક્તુ નથી.

તેમજ બ્રહ્મવૈવર્ત પુરાણમાં લખેલું છે કે :-

**अन्नदाता भयत्राता पत्नीत्रातास्तथैव च ।**

**विद्यादाता जन्मदाता पञ्चैते पितरो नृणाम् ।।**

**અર્થ** :- અન્ન આપનાર, ભયથી રક્ષા કરનાર, પત્નીનો પિતા, વિદ્યાદાતા અને જન્મ આપનાર, આ પાંચ મનુષ્યોના પિતા છે. આ વચનાનુસાર અન્ન આપનારને પણ પિતા કહેલ છે ત્યારે માનો કે કોઇ સ્ત્રીનો પતિ રાજા યા શેઠને ત્યાં નોકરી કરતો હોય એટલે બન્નેનો અન્નદાતા એક થયો, અને ઉપર લખેલાં વચનાનુસાર અન્નદાતા એ બન્નેનો પિતા પણ થયો ત્યારે તે સ્ત્રીપુરુષે પણ ભ્રાતૃભગિનીભાવ માની ગૃહસ્થાશ્રમનો વ્યવહાર બંધ પાડવો જોઇએ. તેમ સસરાને પણ પિતા માનેલો છે. એટલે સસરો એ સ્ત્રીનો તો પિતા છે જ, અને ઉપર્યુક્ત વચન પ્રમાણે તે પુરુષનો પણ પિતા થયો, ત્યારે આ પ્રકારે પણ ગૃહસ્થાશ્રમ વ્યવહાર થઇ શક્શે નહિ. અને જો આવી માન્યતા ચાલે તો તો જગતનો ઉચ્છેદ થવાનો પ્રસંગ પણ આવે. માટે પોતાના જનક પિતા સિવાય જ્યાં પિતા તરીકે અનિવેશ કરેલો છે ત્યાં પૂજ્યભાવ રાખવા પુરતું જ પિતૃત્વ સમજવાનું છે. અતએવ મન્ત્રોપદેશનું પણ પિતૃત્વ પૂજ્યભાવ રાખવા માટે છે. તેથી એક ગુરુ પાસેથી સ્ત્રીપુરુષ મન્ત્રોપદેશ લે તેમાં જરા પણ દોષની સંભાવના નથી.

## ઘરમાંના દરેકે નિવેદન કરવાની આવશ્યક્તા શી ?

**શિષ્ય** :- કૃપાનાથ! ઘરમાં જે કોઇ એમ મુખ્ય પુરુષ હોય તેણે નિવેદન કરવાથી તેના સ્ત્રી, પુત્ર વગેરેનું પણ નિવેદન થઇ જ જાય છે, એટલે કે તેઓનું પણ ભગવદીયત્વ સિદ્ધ થયું જ કહેવાય તો પછી દરેકે ભિન્ન ભિન્ન નિવેદન કરવાની આવશ્યક્તા શી ? તે કૃપા કરી આજ્ઞા કરો.

**ગુરુદેવ** :- અહન્તા મમતા દરેકની ભિન્ન ભિન્ન હોવાથી દરેકે જુદું જુદું નિવેદન કરવું આવશ્યક છે. ઘરના મુખ્ય માણસે નિવેદન કરી જેમ પોતાના દેહ, સ્ત્રી-પુત્રાદિકમાંથી અહન્તા મમતા કાઢી બધું ભગવાનનું છે એમ માન્યું, તેજ પ્રકારે પુત્રાદિકને પણ પોતાના દેહમાં અહન્તા તથા માતાપિતાદિકમાં મમતા રહેલી જ છે. માટે પોતપોતાની

અહન્તામમતા નિવૃત્ત કરવા દરેકે નિવેદન કરવાની જરૂર છે. અતએવ શ્રીમદ્ ભાગવત ૭.૧૧.૧૨માં નારદજીએ યુધિષ્ઠિરના પ્રતિ કહેલું છે કે :-

**सेवेज्यावनतिर्दास्यं सख्यमात्मसमर्पणम् ।**

**नृणामयं परो धर्मः सर्वेषां समुदाहृतः ।।**

અર્થ :- સેવા, અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય અને આત્મસમર્પણ એ મનુષ્યોનો પરમ ધર્મ છે અને તે દરેક માટે જુદો જુદો મનાયેલો છે.

## નિવેદન કર્યા પછી ધનાદિકનો ઉપયોગ સ્ત્રીપુત્રાદિક માટે કરવાથી બહિર્મુખતા થાય ખરી કે ?

**શિષ્ય** :- કૃપાનાથ! નિવેદનમન્ત્રોપદેશ ગ્રહણ કરતી વખતે સ્ત્રી, પુત્ર, ધન, ઘર વગેરે બધું આપણે ભગવાનને નિવેદન કરી દઈએ છીએ, એટલે નિવેદન કર્યા બાદ તે બધાંનો વિનિયોગ કેવલ ભગવદર્થ જ થવો જોઈએ, છતાં દેહ, ધન, મન વગેરેનો વિનિયોગ સ્ત્રી, પુત્ર વગેરેમાં પણ આપણે કરીએ છીએ તો તે બહિર્મુખતા ન કહેવાય.

**ગુરુદેવ** :- શ્રીમહાપ્રભુજી નવરત્ન ગ્રન્થમાં આજ્ઞા કરે છે કે :-

**सर्वेषां प्रभुसंबंधो न प्रत्येकमिति स्थितिः ।**

**अतोन्यविनियोगेऽपि चिन्ता का स्वस्य सोऽपि चेत् ।।**

અર્થ :- પ્રભુનો સંબંધ સર્વને સાથે જ છે એક એકને નથી એવી નિવેદનની મર્યાદા છે, માટે દેહાદિનો અન્ય નિવેદીઓમાં વિનિયોગ થાય તેમાં ચિંતા કર્તવ્ય નથી, કારણકે જેમ સ્વયં નિવેદી છે તેમ તે પણ નિવેદી છે.

તાત્પર્ય કે આપણે એકલાએ જ પ્રભુ સાથે સંબંધ કરેલો છે એમ નથી જ. પરંતુ સ્ત્રી પુત્રાદિકનો પણ સંબંધ પ્રભુ સાથે થયેલો જ છે એટલે તે બધાં પણ પ્રભુનાં જ થયાં છે. તેથી આભરણ વસ્ત્ર વગેરે પ્રભુ સેવોપયોગી વસ્તુઓ સાચવવા માટે તિજોરી કબાટ પેટી વગેરેનો ઉપયોગ જેમ થાય છે, એટલે કે ત્યાં જેમ તિજોરી કબાટ વગેરે નિવેદિત પદાર્થ, આભરણ વસ્ત્ર વગેરે નિવેદિતપદાર્થ સાચવવા માટે ઉપયોગમાં લેવાતાં હોવાથી પ્રભુ અન્યત્ર વિનિયોગ થવાનો દોષ પ્રાપ્ત થતો નથી, કારણકે આભરણાદિ ભગવદર્થ છે તેમ તિજોરી આદિ પણ ભગવદર્થ જ છે, તેથી તેનો યથાયોગ્ય વિનિયોગ કરાય છે, તેમ અત્ર પણ સ્ત્રી-પુત્રાદિક ભગવદીય હોવાથી તદર્થ દેહ, ધન વગેરેનો ઉપયોગ કરવામાં કોઈ પણ રીતે બહિર્મુખતા કહેવાય નહિ. બહિર્મુખતાનું બીજ માત્ર જીવની જુઠી મમતા છે. ‘સ્ત્રી-પુત્રાદિક મારા માટે છે’. એમ સમજીને જો તે માટે ધન વગેરેનો ઉપયોગ કરવામાં આવે તો જરૂર બહિર્મુખતા પ્રાપ્ત થાય. માટે સ્ત્રી-પુત્રાદિકને પણ ભગવત્સેવોપયોગી સમજી તેમાં સ્નેહ કરવો. જેવો કે ‘**ममोत्तमश्लोके**’ વગેરે શ્લોકથી વૃત્રાસુરે માગેલો છે.

ક્રમશઃ

ઉપદેશ મિમાંસા ગ્રંથમાંથી (શ્રીપુરુષોત્તમચરણ કૃત ઉપદેશવિષયકશંકાનિરાસવાદને આધારે) સાભાર...



# શ્રીમદાચાર્યચરણ-સ્વરૂપ

**(વ્યાખ્યાનકર્તા : પંડિત બલભદ્ર શર્મા)**

*આસરે આઠ દશક પૂર્વે ગોંડલના નામદાર દિવાન અને જાણીતા તત્કાલીન સાંપ્રદાયિક પંડિત બલભદ્ર શર્માજીએ અમુક પ્રસંગે ઉપરોક્ત વિષય પર વ્યાખ્યાન કર્યું, તેનું અત્રે શબ્દરૂપે ચિત્ર પ્રગટ કરીએ છીએ. આપણે પણ આ વ્યાખ્યાનનો લ્હાવો મેળવીએ.*

......*ગતાંકથી આગળ*

## અગ્નિસ્વરૂપ તે શું ?

તત્ત્વાર્થદીપનિબંધ ઉપરના પ્રકાશના પ્રારંભમાં જ આપશ્રીએ આજ્ઞા કરી છે કે :- **अग्निश्चकार तत्त्वार्थदीपं भागवते महत्।** એનો તાત્પર્યાર્થ એ જ છે કે પોતે અગ્નિસ્વરૂપ છે. અગ્નિ જ દીપને પ્રગટાવી શકે છે એ તો અનુભવસિદ્ધ વાત છે. આપશ્રી અગ્નિસ્વરૂપ હોવાથી આપે પણ દીપને પ્રગટાવ્યો છે. તે દીપ-દીવો આપણા અનુભવમાં આવતો દીવો નહિ. પરંતુ તે દીપ તત્ત્વાર્થદીપ છે. તે દીપ શ્રીમદ્ભાગવતમાં આપે પ્રગટ કર્યો છે, કારણકે આપ **श्रीभागवतप्रतिपदमणिवरभावांशुभूषित** છે. અર્થાત્ શ્રીમદ્ભાગવતના તાત્ત્વિક અર્થને પ્રગટ કરનાર 'દીપ'રૂપ ગ્રંથને આપશ્રીએ જ રચ્યો છે. ભારતમાર્તંડ પંડિત ગટ્ટુલાલજીએ તત્ત્વાર્થદીપનિબંધ ઉપર રચેલી 'સત્સ્નેહભાજન' નામક ટીકાના પ્રારંભમાં ઉક્ત અર્થનું દ્યોતક પદ્ય લખેલું છેઃ- **दृष्टं दीपप्रकाशे चेद्वाञ्छथार्थांस्तमोनुदि।** સૂર્યાસ્ત થતાં અગ્નિનું જ શરણ લેવામાં આવે છે.

**कृष्णद्युमणिनिम्लोचे धर्मः कं शरणं गतः** એ શ્રીભાગવતવાક્ય પણ શ્રીકૃષ્ણરૂફ દિનમણિ અપ્રગટ થતાં ધર્મ કોને શરણે ગયો એવો પ્રશ્ન કરે છે. આપશ્રી અગ્નિસ્વરૂપ છે, તેથી સૂર્યનાં અદર્શનમાં અગ્નિ વિના કોણ શરણ હોય. આપશ્રીનું અગ્નિસ્વરૂપ શ્રીમદ્ભાગવતમાં મહાન્ દીપ, અગ્નિસ્વરૂપ જે હૂં તે મેં, પ્રગટાવ્યો છે. દીપની મહત્તા એટલે સર્વાંશજ્ઞાપકતા. સમસ્ત અંશની અભિજ્ઞપ્તિ કરાવનાર દીપ જ છે, અર્થાત્ કે દીપ પકડનારને જેમ અગ્નિના સ્વરૂપનું સાનુભવ યથાર્થ જ્ઞાન થાય છે. તેમ તત્ત્વદીપનું અવલંબન કરી શ્રીભાગવત નિરખનારને શ્રીમહાપ્રભુજીનું અગ્નિસ્વરૂપનું જ્ઞાન થાય છે. વસ્તુતઃ શ્રીગીતામાં કહ્યાં પ્રમાણે તો **स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम।** એટલે પોતે જ પોતાને જાણે છે.

**अर्थं तस्य विवेचितुं** એ શ્લોકમાં આપે જ નિજ સ્વરૂપ પ્રગટ કર્યું છે. જેમ વ્યાસજીને આજ્ઞા થઇ તે પ્રમાણે જ પોતાને પણ શ્રીપુરુષોત્તમના સ્વસ્વરૂપ શ્રીભાગવતનો અર્થ પ્રગટ કરવાની આજ્ઞા થઇ. ભક્તકવિ ગોપાલદાસજીના શબ્દોમાં કહીએ તો શ્રીગિરિધરણ ભાગવત મારું નિરખશે. ઉપર પ્રમાણે નિબંધમાં અને શ્રીસુબોધિનીજીમાં આપશ્રીએ આપનું સ્વરૂપ પ્રગટ કર્યું છે. આ સ્વરૂપ પણ પોતાના જે અંગીકૃત છે તેને માટે જ છે, સર્વને માટે નથી. બીજાઓ 'મહાપુરુષ' 'એક મહાન્ આચાર્ય' આદિરૂપે ભલે જાણો. શ્રુતિ સ્પષ્ટ જ કહે છે કે **नायमात्मा प्रवचनेन लभ्यो न बहुना श्रुतेन** ઇત્યાદિ. આપશ્રીનાં સ્વરૂપમાં સર્વોત્તમતા અને આપશ્રીની વાણીમાં ગૂઢાર્થતા વગેરેના જ્ઞાનના કારણરૂપ અંગીકૃતિ જ છે.

## શ્રદ્ધા કે વિશ્વાસ..

સર્વ અલૌકિક ભાવોનું જ્ઞાન શ્રદ્ધા અથવા દઢ વિશ્વાસને આધીન છે. તીર્થોમાં પણ જો શ્રદ્ધા હોય તો જ દર્શનસ્નાનપાનાદિનું ફળ છે, અન્યથા નહિ. ભૂખ્યાને જ ભોજનયોગ્ય પદાર્થનું યથાર્થ સ્વરૂપ જણાય છે, તૃપ્ત નહિ. શ્રદ્ધા અને વિશ્વાસનું દાન આપશ્રી કરે છે. આપશ્રીની કૃપાથી એ બન્ને પ્રાપ્ત થતાં અસંભાવના વિપરીતભાવના નિવૃત્ત થઇ જાય છે અને આપશ્રીનાં સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય છે. કેટલાએ જન્મોમાં ભટકતાં ભટકતાં આવો ઉત્તમ અવસર આપણને પ્રાપ્ત થયો છે. તો શ્રીવલ્લભાધીશ્વરનું સ્વરૂપ જાણીને તેઓશ્રીની વાક્સુધાનું પાન કરવું જોઇએ, તો જ જન્મની સાર્થકતા છે. શ્રીહરિરાયચરણ આજ્ઞા કરે છે કે :-

**नाश्रितो वल्लभाधीशो न च दृष्टा सुबोधिनी ।**

**नाराधि राधिकानाथो वृथा तज्जन्म भूतले ।।**

અર્થ :- જેણે શ્રીવલ્લભાધીશનો આશ્રય કર્યો નહિ, શ્રીસુબોધિનીજીનાં દર્શન કર્યો નહિ, શ્રીઠાકોરજીની આરાધના કરી નહિ, તો આ ભૂતલમાં તેનો જન્મ વૃથા છે. શ્રીવલ્લભાધીશ 'સ્વયશોગાનસંહૃષ્ટહૃદયાંભોજવિષ્ટર' છે. એથી જ આપશ્રીનાં યશોગાન કરીને હું વિરમીશ. આપશ્રીનાં યશોવર્ણનમાં શ્રીમદગ્નિકુમાર આજ્ઞા કરે છે કે :

**क्वचित्पांडित्यं चेन्न निगमगतिः साऽपि यदि, न**

**क्रिया, सा साऽपि स्याद्यदि, न हरिमार्गे परिचयः ।**

**यदि स्यात्सोऽपि, श्रीव्रजपतिरतिर्नेति निखिलै-**

**र्गुणैरन्यः को वा विलसति विना वल्लभवरम् ।। १ ।।**

વિવેચન :- પહેલાં તો યથાર્થ પાંડિત્ય જગતમાં દેખાવું મુશ્કેલ છે. શ્રીવલ્લભાધીશ્વર વાક્પતિ છે, તેથી તેઓશ્રીના ગ્રંથોમાં જે પાંડિત્યનો પ્રકાશ થાય છે, અને પ્રસંગાનુસાર 'જનાર્દન' આદિ શબ્દોનો જે લોકોત્તર અર્થ દગ્ગોચર થાય છે તેવું પાંડિત્ય અન્યત્ર નથી. એક વાદની ખાતર કપિલ કે બૌદ્ધાદિકમાં પાંડિત્ય માનીને તો તેઓની વેદમાં ગતિ નથી, એટલે શ્રીમહાપ્રભુની બરોબરી કરી શકશે નહિ. કેમકે કપિલમત, પાતંજલ દર્શન અને બૌદ્ધાદિક મતોનું વ્યાસસૂત્રોમાં ભગવાન વેદવ્યાસે સંપૂર્ણ ખંડન કર્યું છે, અને તે મતોને વેદબાહ્ય સિદ્ધ કર્યા છે. કોઇ કહેશે કે જૈમિનિ અને મનુ આદિ સ્મૃતિકારોમાં પંડિતાઇ પણ છે અને તેઓની વેદમાં પણ ગતિ છે, માટે તેઓ શ્રીમહાપ્રભુજીના સરખા ગણાશે નહિ ? જો કે તેઓની વેદમાં ગતિ છે, પણ વેદોક્ત ક્રિયા નથી. **ब्रह्मार्पणं ब्रह्म हविः, यत्करोषि यदश्नासि** આદિ ભગવદ્વાક્યોમાં જે ભાવના છે તેનો વિચાર શ્રીજૈમિનિએ પોતાના કોઇપણ સૂત્રમાં કર્યો છે ? શ્રીમનુએ તે સંબંધે કાંઇ વિશેષ લખ્યું છે ? એથી સ્પષ્ટ સમજાશે કે તેઓમાં ક્રિયા નથી. તેવી ક્રિયા કાંઇક અંશે શ્રીશંકરાચાર્યજી આદિમાં જણાય તો તેનો ઉત્તર એ કે તેવી ક્રિયા છતાં ભગવન્માર્ગનો તેમને પરિચય નથી. વ્યાસજી અને શુકદેવજીમાં ઉપર વર્ણવેલું સર્વ છે, પરંતુ તેઓનો શ્રીનંદરાજકુમારમાં નિઃસીમ ભાવ નથી. ઉક્ત સર્વ ગુણોથી શ્રીવલ્લભવર વિના અન્ય કોણ વિલસે છે ? કોઇ નહિં.

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૭, માઘ ૧૯૭૪માંથી સાભાર ।।*

# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। પુષ્ટિપથમર્મનિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

મર્મ ૬ : **(गुणगानते[१]) घोषत्रिय-भावान् उभय जाने**

**षष्ठं व्रजस्थितानां यो भावः स्मर्यो वियोगिनाम् ।**

**ततो भावस्य सम्प्राप्तिर्भवितातो हरेर्भवत् ।। १८ ।।**

**अवस्था क्लेशभावो वा तत्सम्बन्धी विचिन्त्यताम् ।**

**न स्वरूपं पृथग् यस्मान्न तत्र विशते मनः ।। १९ ।।**

**तत्प्रविष्टतया नैव स्वरूपं भिद्यते ततः ।**

**अतोऽन्तःस्थितकृष्णास्ताः सततं हृदि भावयेत् ।। २० ।।**

છઠ્ઠુ મર્મ વ્રજસુંદરીનો ભાવ છે એ પણ વિરહી વ્રજસુંદરીનો જે ભાવ તેનું સ્મરણ કરવું એ છઠ્ઠું મર્મ છે. **हा नाथ! रमण! प्रेष्ठ! क्वासि...क्वासि? महाभुज!** એમ સતત ઉચ્ચારણ કરતાં વ્રજરત્નાઓના નિગૂઢભાવનું સ્મરણ કરતાં કરતાં ભાવની પ્રાપ્તિ થશે. હૃદયમાં પ્રભુલીલાની નિરંતર ભાવના પણ વ્રજાંગનાઓના ભાવનું સ્મરણ કર્યાથી જ થશે. એથી જ પ્રભુની પણ સમ્પ્રાપ્તિ-સમ્યક્ પ્રકારે પ્રાપ્તિ થશે; વિપ્રયોગથી સંયોગ થશે. આ ફલ પ્રાપ્ત કરવા માટે વ્રજભક્તોની વિરહાવસ્થાનું ચિન્તન કરો, વિરહવસ્થામાં પ્રાપ્ત થતા ક્લેશભાવનું વિશેષ સ્મરણ કરો, પ્રભુની લીલાથી સ્વરૂપ જુદું નથી, જેથી ત્યાં મનનો પ્રવેશ થતો નથી જ્યારે વ્રજસુંદરીના ભાવમાં કે પ્રભુલીલામાં મનનો પ્રવેશ થાય છે ત્યારે તેથી સ્વરૂપનો ભેદ થતો નથી. વ્રજભક્તોનાં હૃદયમાં પ્રભુલીલા નિરંતર ઉદ્ભવે છે. લીલામાં પ્રવેશ કરે છે, અને લીલામાં મન પ્રવિષ્ટ થયાથી સ્વરૂપનો ભેદ રહેતો નથી. એટલા માટે જેમનામાં નંદનંદન બિરાજે છે તેવાં વ્રજભક્તોની નિરંતર ભાવના કરવી.

ઉપરના શ્લોક ઉપર મનન કરતાં આ આશય પ્રગટ થાય છેઃ શ્રીહરિરાયચરણ પહેલાં ભગવલ્લીલાની ભાવના કરવાની આજ્ઞા કરે છે; પછી એમ આજ્ઞા કરે છે કેઃ વ્રજભક્તોના ભાવનું સ્મરણ કરવું, તેથી જ લીલાની ભાવના અથવા તો સર્વાત્મભાવ સિદ્ધ થશે. લીલા અને સ્વરૂપ એક જ છે, જેથી મન સ્વરૂપમાં પ્રવેશ ન કરતાં છતાંયે લીલાનું રસિક કાંઇક જલ્દી થાય છે. જ્યારે લીલામાં પ્રવેશે છે ત્યારે લીલાથી સ્વરૂપ ભિન્ન ન હોવાથી સર્વાત્મભાવપ્રાપ્તિ અને પ્રભુની સમ્યક્ પ્રાપ્તિ પણ થાય છે. વ્રજભક્તો પોતે તો તન્મયતાને-લીલા સ્વરૂપપણાને પ્રાપ્ત થયેલાં છે, તેથી જ પ્રભુનું સ્મરણ પણ એમનાથી જુદું નથી. માટે એમના ભાવનું સ્મરણ કરવાથી ભગવત્પ્રાપ્તિ સાથે જ થાય છે. એ હેતુથી જેમાં સાક્ષાત્ પ્રભુ બિરાજે છે તેવાં વ્રજસુંદરીની ભાવના હૃદયમાં કરવી. ૨૦

**મર્મ ૭ - गुणगानतें**

**सप्तङ्गं प्रोच्यते मर्म सर्वदोषनिवारकम् ।**

**गुणा एव हरेर्गेयाः सर्वदोषनिवारणे ।। २१ ।।**

**अन्यत् सर्वं न तत्राऽस्ति साधनं सर्वथैव हि ।**

**गुणेषु गीयमानेषु प्रसन्नः सन् हरिः स्वयम् ।। २२ ।।**

**स्वात्मानमाविर्भाव्यैव स्वानन्दं सम्प्रयच्छति ।**

**गुणाः पूर्वं तु विरहे स्मृत्यार्ति ददति प्रभोः ।। २३ ।।**

સાતમું મર્મ ગુણગાન છે. સર્વ દોષના નિવારણ માટે શ્રીહરિના ગુણો ગાવા. સર્વ દોષનું નિવારણ કરવા માટે બીજું કાંઈપણ સાધન નથી. પ્રભુનાં ગુણગાન સિવાય બધા દોષને દૂર કરવા માટેનો બીજો કોઇ પ્રબલ ઉપાય છે જ નહિ. ગુણોનું ગાન કરતાં કરતાં પ્રભુ પ્રસન્ન થાય છે, અને પ્રસન્ન થઈને આપ પોતે જ સ્વરૂપ પ્રગટ કરીને સ્વાનંદનું દાન કરે છે. પહેલાં વિરહાવસ્થામાં પ્રભુનાં સ્મરણથી જે આર્તિ થાય છે તેને ગુણો જ બાળે છે, દૂર કરે છે; અથવા તો ગુણો પ્રભુનું સ્મરણ કરાવીને વિરહાવસ્થામાં થતી અસહ્ય પીડાને શાંત કરે છે. ભગવાન પોતે આનંદમય છે, એમની લીલા આનંદમય છે, અને ગુણ ધર્મો પણ આનંદમય જ છે, તો એ ગુણોનું ગાન કરવાથી, એ ગુણોનું સ્વરૂપ જાણવાથી આનંદ પ્રાપ્ત થાય, એમાં કાંઇ આશ્ચર્ય નથી. ૨૩

**મર્મ ૮ - कृष्णनाम स्फूरे**

**अष्टमं नाममाहात्म्यस्फूर्तिः सर्वांशतो हरेः ।**

**तदन्यसाधनेष्वल्पबुद्धिः स्फुरति चेतदा ।। २४ ।।**

આઠમું મર્મ શ્રીહરિનાં નામોનાં માહાત્મ્યની સ્ફૂર્તિ થવી એ છે. અજામિલાદિ મહાદુષ્ટોનો ઘરો પાતકપંકમાંથી ઉદ્ધાર કરનાર ભગવન્નામ જ છે. એવી નામની મહત્તા સર્વાંશે સ્ફૂરે. નામ સિવાયનાં બીજાં સાધનોમાં અલ્પ બુદ્ધિ થાય. નામ જેવા ચિંતામણિ પાસે બીજાં સાધનો તુચ્છ ભાસે. નામ પણ ભગવદ્રૂપ જ છે પ્રભુ નામ અને રૂપ એ બન્ને સ્વરૂપે પ્રગટે છે. નામ પણ સ્વરૂપાત્મક હોવાથી એની મહત્તા પ્રભુ સ્વરૂપથી ઓછી હોય નહિ. ૨૪

**મર્મ ૯ - पल न आज्ञा टरे**

**नवमं वाक्यमात्रैकनिष्ठता ह्यविचारणात् ।**

**यतो वाक्यप्रवृत्तस्तु साधनं वाप्यसाधनम् ।। २५ ।।**

**विपरीतं च विदधंस्तूष्णीं निष्ठंश्च सर्वदा ।**

**स्वतो भगवता नूनं कृतार्थाक्रियते जनः ।। २६ ।।**

નવમું મર્મ ભગવદ્વાક્યમાત્રમાં નિષ્ઠા એ છે. કોઈપણ પ્રકારનો વિચાર કર્યા વિના પ્રભુની જે કાંઇ આજ્ઞઅ થાય તેમાં તત્પર થવું, તમે તેવી વિપરીતતા જણાતી હોય તો પણ 'પ્રભુ જે કરે છે તે મારા સારા માટે કરે છે' એમાં દઢ વિશ્વાસથી એમની આજ્ઞાને આધીન બની જવું. એમ થવાથી, પ્રભુના વાક્યને અનુસરવા માત્રથી સાધનો બની શકે, અથવા ન બની શકે, અથવા કાંઇ વિપરીત બની જાય, અને માત્ર સદા મૌન સ્થિતિ જ થાય તો પણ ભગવાન પોતે જનને કૃતાર્થ કરે છે. સ્વામીની આજ્ઞાનું સર્વાંશે અવલંબન કરવું એ સેવકોનો મુખ્ય ધર્મ છે. એ મુખ્ય ધર્મને પકડી રાખતાં કદાચિત્ બીજા ગૌણ દેહધર્મોને તિલાંજલિ આપવી પડે છે તો તેથી કાંઇ ફલહાનિ થવાની નથી. સાધનો ન બને, વિપરીત ઉલટું જ કાર્ય થઇ જાય, અથવા તો સારું નરતું કાંઇ પણ ન કરી શકાય તો પણ ભગવાનની તો નિશ્ચય કૃતાર્થ કરવાના જ, એમાં કાંઇ પણ સંશય નથી. દષ્ટાંત તરીકે ૮૪ વૈષ્ણવની વાર્તામાં કૃષ્ણદાસ મેઘનની વાર્તામાંથી પ્રાપ્ત થાય છે. માત્ર શ્રીવલ્લભાધીશ્વરની આજ્ઞા માત્રને આધીન થઇને ૩ દિવસ સુધી એક જ ઠેકાણે એમ ને એમ ઊભા રહ્યા હતા. ૨૬

**મર્મ ૧૦ - कृति-वचन-विश्वास चित्त आने**

**भगवदीय जान सत्सङ्गको अनुसरे, न देखे दोष अरू सत्य भाखे ।**

**पुष्टिपथ मर्म दश धर्म यग विध कहे, सदा चित्तमें श्रीद्वारकेश राखे ।**

**दशमं मर्म विश्वासो भगवत्यखिलात्मनि ।**

**तत्सम्बन्धिष्वपि पुनः कृते रूपे तथाविधे ।। २७ ।।**

**याद्दशो यत्र हि प्रोक्तः कृष्णस्तत्र हि तादृशः ।**

**तदीयास्तत्समा ज्ञेयाः प्रतीता अपि चान्यथा ।। २८ ।।**

**यत्करोति हरिःकृष्णःस्वकीयेषु कृपाबलः ।। २९ ।।**

**तत्साध्विति च मन्तव्यं यथा पित्रोः कृतौ सुतः ।**

**एतानि दश मर्माणि वेत्ति यः सर्वथा जनः ।। ३० ।।**

**श्रीमदाचार्यकृपया भक्तिमार्गे महामतिः ।**

**तस्य मार्गेश्वरः कृष्णो वशो भवति तत्क्षणात् ।। ३१ ।।**

**विज्ञायैतानि मर्माणि श्रीमदाचार्यसेवकैः ।**

**भक्तिमार्गे स्थितिः कार्या सर्वदातिविचिक्षणैः ।। ३२ ।।**

દશમું મર્મ વિશ્વાસ છે. અખિલના અંતર્યામી આત્મા એવા ભગવાનમાં અખંડ વિશ્વાસ રાખવો, એ દશમ મર્મ છે. જેવો વિશ્વાસ એવો પ્રગટ ભગવત્સ્વરૂપમાં છે તેવો જ વિશ્વાસ રાખવો, અથવા એ પ્રભુએ જ એવું રૂપ ધર્યું છે, માટે ભગવદીયોમાં એવો જ વિશ્વાસ રાખવો; અથવા તો એવું લૌકિક રૂપ જોવામાં આવે તો પણ ભગવદીયોમાં ભગવલ્ય વિશ્વાસ રાખવો. જે સ્થળે જેવા કૃષ્ણ કહ્યા છે તે સ્થળે તેવા જ ભગવદીયો છે; અથવા તો તે સ્થળે જેવા ભક્તો કહ્યા છે તે સ્થળે શ્રીકૃષ્ણ જ તેવા થાય છે એમ સમજવું. જો ભગવદીયો જુદી રીતે જણાતા હોય તો પણ એઓ ભગવદીય હોવાની ભગવત્સદૃશ જાણવા. કોઇ ભક્તમાં ભક્ત તરીકેનાં લક્ષણો હોવાં જોઇએ તે આપણાથી જોઇ ન શકાય અને બીજાં કેટલાંક વિપરીત લક્ષણો જોવામાં આવે તો પણ એમને સ્વામીનો સંબંધ થયેલો હોવાથી સ્વરૂપાત્મક જ સમજવા. કૃપાપરાયણ સદાનંદ નંદનંદન પોતાના નિજજનો માટે જે કાંઇ કરે છે તે સારું જ કરે છે એમ માનવું. જે મા-બાપનું દરેક કાર્ય પુત્રની પણ ફરજ છે, તેમ જીવોએ પણ એમ જ માનવું કે પ્રભુનો સંબંધ ધરાવનારા મહાનુભાવી ભગવદીયો જે કાંઇ કરે છે તે સારું જ કરે છે; માટે સર્વથી પહેલાં ભગવદીયોમાં વિશ્વાસ રાખવો; એમના દોષો ન જોવા. એમના દરેક કાર્યમાં ઉત્તમતા જોવી. એમ કર્યાથી જ નવમ, અષ્ટમ વગેરે મર્મો સિદ્ધ થશે.

આ સ્થળે આટલું રહસ્ય સમજવાનું કે મર્મની ગણનાનો જે ક્રમ શ્રીહરિરાયજીએ બતાવ્યો છે તે ચડતો ઉતરતો છે. અર્થાત્ પહેલું મર્મ સર્વથી શ્રેષ્ઠ અને ફલાત્મક છે અને જ્યારે બીજું મર્મ સિદ્ધ થાય ત્યારે એ પણ સિદ્ધ થાય. બીજું મર્મ, ત્રીજું મર્મ સિદ્ધ થયા પછી, ત્રીજું ચોથા પછી, એમ ઉત્તરોત્તર કાર્યકારણભાવ છે. એ ઉપરથી પહેલું મર્મ પહેલા સિદ્ધ થાય અને

બીજું એના પછી અને ત્રીજું એથી અનન્તર એમ ક્રમ ન લેતાં, પ્રથમ દસમું મર્મ વિશ્વાસ અને ભગવદીયોમાં ભગવદ્બુદ્ધિ અને પછી અનુક્રમે નવમું, આઠમું, સાતમું વગેરે સિદ્ધ થાય એમ અવધારવું. ૩૧

(શ્રીહરિરાયચરણ ગ્રંથનો ઉપસંહાર કરતાં ફલશ્રુતિ વર્ણવે છે)

આ દશ મર્મને જે જે જન સર્વાંશે સમજે છે તે શ્રીમહાપ્રભુજીની કૃપાથી ભક્તિમાર્ગમાં મહાબુદ્ધિમાન થાય છે, ભક્તિમાર્ગમાં એની બુદ્ધિ સારી પેઠે પ્રવર્તે છે, અને એને માર્ગના ઈશ્વર-માલિક શ્રીકૃષ્ણ તત્કાલ વશ થાય છે. શ્રીમહાપ્રભુજીના કૃપાપાત્ર સેવકો અત્યંત વિચક્ષણ હોય છે. એઓએ આ દશ મર્મો સમજીને, અનુભવીને ભક્તિમાર્ગમાં સ્થિતિ કરવી. ૩૨

આ પ્રકારે આ ગ્રંથ અહીં સંપૂર્ણ થાય છે.



# શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ

## ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

## પ્રકરણ ૩ – બ્રહ્મ સર્વનો કર્તા છે

...ગતાંકથી આગળ

બ્રહ્મને કર્તા માનતાં નિર્ગુણ બ્રહ્મ સગુણ થઇ જાય એવા ભયથી વિવર્તવાદ, જગત એ બ્રહ્મનું ખોટું રૂપ છે એ વાદ, ઉપજાવવાનું સાહસ કરવું નહિ. જે વાદી, શ્રીશંકરાચાર્ય, બ્રહ્મને કેવળ નિર્ગુણ માનવાનો આગ્રહ કરે છે તે પણ બ્રહ્મને નિત્ય, શુદ્ધ, બુદ્ધ (જ્ઞાની) અને વિભુ (વ્યાપક) તો માને છે જ. એટલે નિર્ગુણ બ્રહ્મમાં પણ નિત્યત્વ વિગેરે ગુણો તો તે વાદીને પણ જબરદસ્તીથી માનવા જ પડશે; અને તેથી તેમણે પ્રતિપાદન કરેલું નિર્ગુણ બ્રહ્મ પણ નિત્યત્વ, શુદ્ધત્વ વગેરે ગુણોને લીધે સગુણ બની જ જાય છે. બ્રહ્મવાદમાં તે નિર્લેપ રહીને જગતના કર્તા વગેરે સહજ ધર્મો નિર્ગુણ બ્રહ્મ-સ્વરૂપમાં સ્વીકારવાથી બ્રહ્મના માહાત્મ્યનું સૂચન થાય છે. બ્રહ્મમાંથી જ ઉત્પત્તિ અને તેમાં જ લય એમ સાક્ષાત્ શ્રુતિ આજ્ઞા કરે છેઃ **'सर्वाणि' ह वा इमानि भूतानि आकाशादेव उत्पद्यन्ते** (છા.ઉ.૧.૯.૧.) ખરેખર, આ બધાં પ્રાણીઓ આકાશમાંથી જ ઉત્પન્ન થાય છે. સ્મૃતિ પણ. **अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा,** ઈત્યાદિ વાક્યોમાં બ્રહ્મ કર્તા છે એ વાત સ્પષ્ટ છે. **तदात्मानं स्वयमकुरुत** એ શ્રુતિ કહે છે કે જગત એ સાક્ષાત્ અવિકૃત, નિર્ગુણ બ્રહ્મનું જ પરિણામ છે.

તેથી જ સૂત્રકાર પણ **आत्मकृतेः परिणामात्** બ્રહ્મસૂત્ર ૧.૪.૨૬ પરમાત્મા પોતે પોતાનામાંથી જ સૃષ્ટિ કરે છે અને કાર્યરૂપે પરિણામ પામે છે, (તેથી બ્રહ્મ જ જગતનું સમવાયિકારણ છે.) આ સૂત્રમાં આ વાત સ્પષ્ટ કહે છે, **यद् भूतयोनिं परिपश्यन्ति धीराः,** મુ.ઉ.૧.૧.૬ જે ભૂતોનું, પ્રાણીઓનું, કારણ છે તે ધીર પુરુષો સર્વ રીતે જુએ છે, **योनिश्च हि गीयते,** સાથે જ બ્રહ્મસૂત્ર ૧.૪.૨૭ યોનિ પણ બ્રહ્મ જ છે, કારણકે શ્રુતિ અને સ્મૃતિમાં તે પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે, **मम योनिर्मद्ब्रह्म,** ગીતાજી ૧૪.૩માં મારી યોનિ મહત્ બ્રહ્મ-સદંશ રૂપ જડાત્મક પ્રકૃતિ છે, **तासां ब्रह्म महद्**

**योनिः** અને ગીતાજી ૧૪.૪માં (સર્વ યોનિઓમાં જે મૂર્તિઓ ઉત્પન્ન થાય છે) તેમાં બ્રહ્મ મોટી યોનિ છે. વગેરે વગેરે શ્રુતિ અને સ્મૃતિનાં વાક્યો શાક્તવાદનું ખંડન કરી બ્રહ્મ ને જ યોનિ-કારણ કહે છે. માટે જ કહ્યું છે કે : **इदं सर्वं यदयमात्मा** બૃ.ઉ. ૨.૪.૬; ૪.૫.૭માં જે આ આત્મા છે તે જ આ સર્વ છે.

કેટલાક લોકો શંકા કરે છે કે આમ જગતને નિર્દોષ બ્રહ્મનું પરિણામ માનતાં બ્રહ્મમાં વિકાર, ફેરફાર, થઈ જશે. પણ આ શંકા યોગ્ય નથી. બ્રહ્મનું જગદ્રૂપે પરિણામ થાય છતાં પણ બ્રહ્મ અવિકૃત, ફેરફાર વિનાનું જ રહે છે, બ્રહ્મમાં કંઇ પણ ફેરફાર થતો નથી એ સૂચન કરવા જ શ્રુતિ કરોળીઓ, માટી, સોનું વગેરે અવિકૃતપરિણામનાં ઉદાહરણ આપે છે. સૂત્રકાર પણ **आत्मकृते परिणामात्, अश्मादिवच्च,** બ્રહ્મસૂત્ર ૨.૧.૨૩ જેમ હીરા, માણેક, વગેરે વસ્તુઓ પત્થરની જ જાત છે છતાં પણ ઊંચા નીચાનો ભેદ રહેલો છે, જેમ ખાખરો, ચંપો, અને સુખડ એક જ પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલાં છે પણ તેમાં ઉચ્ચ નીચનો ભેદ રહેલો છે; તેમ બધા જીવો એક જ બ્રહ્મના અંશો છે, છતાં પણ તેમાં ઉચ્ચ નીચનો ભેદ ઘટી શકે છે. **क्षीरवद्धि,** બ્રહ્મસૂત્ર ૨.૧.૨૪ જેમ દૂધ પોતાની મેળે સમય આવે દહીં થઇ જાય છે તેમ બ્રહ્મ પણ કાર્ય સમયે પોતે જ સર્વ થઇ જાય છે. **देवादिवदपि,** બ્રહ્મસૂત્ર ૨.૧.૨૫ જેમ દેવો, ઋષિઓ અને પિતૃઓ બ્રહ્મ સાધનની અપેક્ષા-જરૂર રાખ્યા વિના જ પોતાના યોગબળ વડે સર્વ કરે છે, તેમ બ્રહ્મ પણ કાર્યના સમવાયિ તથા નિમિત્ત કારણની અપેક્ષા રાખ્યા વિના જ પોતે સર્વ કરે છે, **अहिकुण्डलवत्** વગરે સૂત્રોમાં આ જ સિદ્ધાંત ને ટેકો આપે છે. કામધેનુ, કલ્પવૃક્ષ, ચિંતામણિ મંત્ર વગેરે દૃષ્ટાંત પણ આ જ સિદ્ધાંત દર્શાવે છે.

'અચ્યુત' (ચલિત ન થાય તેવું) એવું જે બ્રહ્મનું નામ છે તેની પણ સાર્થકતા આ પ્રમાણે માનવાથી સ્પષ્ટ થશે. બ્રહ્મ જ ઉપાદાન કારણ થાય તો કૃત્સ્નેહપ્રસંગ થાય અર્થાત્ બધું બ્રહ્મ એક જ કાર્ય થાય અથવા તો **निष्फलं निष्क्रियं शान्तम्** શ્વે.ઉ. ૬.૧૯ પરમાત્મા અવયવ વિનાના, ક્રિયા વિનાના અને શાન્ત (નિર્વિકાર) છે, વગેરે શ્રુતિઓ જે એમ કહે છે કે બ્રહ્મમાં અવયવો નથી તે (નિરવયવત્વ) નારી શ્રુતિઓનો કંઇ અર્થ નહિ રહે, તેનો બાધ થશે એવી શંકા કરવી નહિ, કારણકે **श्रुतेस्तु शब्दमूलत्वात्** બ્રહ્મસૂથ ૨.૧.૨૭ એક જ બ્રહ્મ પોતે જ પોતાની જાતને જગદ્રૂપે કરે છે, છતાં નિત્ય રહે છે; એક અંશ વડે જગત કરે છે છતાં નિરવયવ રહે છે; કારણકે શ્રુતિમાં આ બે પ્રકારે વર્ણન કરવામાં આવ્યું છે. શ્રુતિને આપણે પ્રમાણ માનવી જોઇએ કારણકે પરમાત્મા અને તેમના વિષેની વાતો કેવળ શબ્દ-શ્રુતિથી જ જણાય છે, એમ શ્રુતિમાં આ પ્રમાણે કહેવામાં આવેલું છે, અને આ બ્રહ્મનો વિષય શબ્દ શ્રુતિ એકલાથી જ જાણી શકાય છે.

શ્રુતિમાં જે કહેવામાં આવ્યું હોય તે સ્વીકારી લેવું એ જ આપણા પરમ કલ્યાણનો માર્ગ છે. જરાક પણ શ્રુતિથી વિરુદ્ધ કલ્પના કરવાનું આવે તો આત્માપહાર; આત્માનું હરણ, એ દોષ આવી પડે, તેથી જ કહેવામાં આવ્યું છે કે **योऽन्यथा सन्तमात्मानमन्यथा प्रतिपद्यते। किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणा ।।** મહાભારત શાંતિપર્વ ૨૨૧.૨૭(પ્રથમ ચરણમાં **अतोऽन्यथा महात्मानम्** છે; બીજાં ત્રણ ચરણો સરખાં છે) જે એક પ્રકારના આત્માને બીજે પ્રકારે જાણે છે તે આત્માનું અપહરણ કરવાથી ચોર બને છે અને તેથી તેણે કયું પાપ નથી કર્યું ? વળી શ્રુતિ, સ્મૃતિ છે કે **नैषा तर्केण मतिरापनेया।** ક.ઉ. ૧.૨.૯ આત્મા-પરમાત્માની આ મતિ બાબત, તર્ક વડે પ્રાપ્ત થઇ શક્તી નથી, **अचिन्त्याः खलु ये भावा न तांस्तर्केण योजयेत्** મત્સ્યપુરાણ ૧૧૩.૭ જે ભાવો અચિન્ત્ય છે તેની યોજના તર્કથી કરવી

નહિ. આથી લૌકિક, જગતમાં ચાલતી, કલ્પેલી અને પોતે યુક્તિ વડે શ્રુતિનો વિરોધ કરવો નહિ; કારણકે માણસે પોતે કલ્પેલા તર્કવિતર્કો સ્થિર, એકરૂપમાં રહેતા નથી.

બ્રહ્મમાં માહાત્મ્ય જાણી શકાય તેવું નથી. બ્રહ્મમાં વિરોધ જ નથી. બ્રહ્મ નિરવયવ છે છતાં કર્તા છે, અને આમ વિરુદ્ધ ધર્મનો આશ્રય કરે છે તે ખરી રીતે તો બ્રહ્મનું એક ભૂષણ છે, દૂષણ નથી. બ્રહ્મ જ્યારે જગત ઉત્પન્ન કરે છે ત્યારે તેને દેશ, કાલ વગેરે પદાર્થોની અપેક્ષા પણ રહેતી નથી. બ્રહ્મ પોતાનામાં જ સામાન્ય સૃષ્ટિ કરી દે છે. બહારની તેમ જ અંદરની બધી જ સૃષ્ટિ બ્રહ્મ પોતે જ કરે છે. **आत्मनि चैवं विचित्राश्च हि** બ્રહ્મમાં વિચિત્ર શક્તિઓ રહેલી છે, તે સર્વજ્ઞ છે, સર્વકર્તા છે, સર્વકામ (બધી ઇચ્છાઓવાળા) છે. તો પછી હવે આ પ્રકારના બ્રહ્મમાં શું અસંભવિત છે? વેદનાં કહેલા સર્વધર્મો બ્રહ્મમાં કોઈપણ જાતની વધઘટ કર્યા વિના જ, પોતાની મેળે જ, કુદરતી રીતે જ, રહેલા છે. તેથી માયાવાદની કલ્પના કરવાનું કારણ નથી. બ્રહ્મ વિવિધ સ્વાભાવિક, પ્રયોજન વિના, લીલા કરે છે, ક્રીડા કરે છે; અને એ લીલા પણ કૈવલ્ય છે, બ્રહ્મથી જુદી નથી, અભિન્ન છે; પરમ સુખરૂપ છે. બ્રહ્મનું આવું અગાધ માહાત્મ્ય છે.



## સત્સંગ સુધા

### પ્રભુના બળની તો મૂઆ પછી જ ખબર પડશે

એક બહુ મોટો શૂરવીર પહેલવાન હતો, તેની લોકોમાં બહુ કીર્તિ હતી. એક રાજાએ તો પહેલવાન માટે બહુ બહુ વાતો સાંભળી, તેથી તેને જોવા માટે પોતાની હજૂરમાં તેડાવ્યો. એ પહેલવાન શરીરે પાતળો ને કદમાં નાનો હતો, તેથી રાજાએ તેને કહ્યું કે, 'તારાં પરાક્રમ માટે લોકો બહુ મોટી મોટી વાતો કરે છે, પણ તને જોવાથી તો તારામાં એવું કાંઈ બળ દેખાતું નથી.' ત્યારે તે પહેલવાને કહ્યું કે, હજુર સાહેબ! મારા બળની ખબર અહીં ન પડે, એ ખબર તો લડાઈના મેદાનમાં પડે.

તેવી જ રીતે પ્રભુ કહે છે કે, 'તમે હમણાં મને ઓળખતા નથી; પણ મારા બળની ખબર તો તમને તમારા ઈન્સાફને વખતે પડશે. આપણા ઈન્સાફને વખતે આપણને પ્રભુના બળની ખબર પડે, તે કરતાં અગાઉથી જ તે સમર્થ પ્રભુનું સામર્થ્ય સમજી લેવું ને તેને આધીન રહેવું, એમાં જ આપણી શોભા છે ને એ જ બચવાનો રસ્તો છે. પ્રભુનું બળ મૂઆ પછી અનુભવવું, નરકમાં અનુભવવું, તે કરતાં તેની કૃપામાં જીવવું અને સ્વર્ગનું ઐશ્વર્ય ભોગવવામાં તે બળ અનુભવવું એનું જ નામ માણસાઈ છે, એનું જ નામ પુરુષાર્થ છે અને એજ ઇચ્છવા યોગ્ય છે.







# આશ્રયકો પદ

## શ્રીપુરુષોત્તમચરણ કૃત આશ્રયકૌ પદ

શ્રીવલ્લભ ચરણશરણ ચાહું;

કહા કરૂં મોહે દિશ ન સૂઝે, કહાં જાય સુખ પાઉં ? ૧

જીત દેખું તિત વિષરસ ઉપજે, આપ કૃપાથી બચાઉં;

દુર્લભ દર્શ તિહારો નીકો નીરખી પરમ ફલ પાઉં. ૨

સકલ પદાર્થ કૃપાથી પૈયે, નીરખી નીરખી ફૂલાઉં;

પુરુષોત્તમ પ્રભુપેં માંગતહોં, નિજ ચરણરજ પાઉં. ૩



# શ્રીગોકુલનાથકી જય

|| ShriGokulesho Jayati ||

# ShriVallabhacharya

(Expression by Prof. Jethalal G Shah)

...continued

## ShriMahaprabhuji As a Philosopher :-

Let us now turn to the philosophy of Vallabhacharya. He derives from the Brahma-Sutra His philosophy of Shuddha-Advaita. The Philosophy of ShriVallabhacharya is popularly known as Shuddha-Advaita in the scholastic world. To distinguish it from other forms of philosophy such as Kevaladvaita of ShriShamkracharya, Avibhag-Advaita of Bharturprapancha and Vishishta-Advaita of Ramanuja, He designated it as Akhanda or Akhanda Brahma-Vada-Impartite Non-dualism (T.D.1-927). He says that Brahman is indivisible. This kind of knowledge comes to the spiritual aspirant, when He knows Brahman is everything. To aver frankly, ShriVallabhacharya does not often use the word Shuddha-Advaita in His works.

However, He uses the word Shuddha-Advaita once only in His Subodhini a commentary on the Bhagavata (10.2.35) where He distinguishes between self-knowledge tends to sublate ignorance; but God's knowledge, we have the knowledge, of pure non-dualism (Shuddha-Advaita). The word Shuddha was added to Brahmavada by ShriVitthaleshji-the son of ShriVallabhacharya. ShriPurushottamji uses the word Shuddha-Advaita in His commentary on Tattva-Deepa-Nibandha of ShriVallabha. ShriGiridharji of Kashi got the clue for it from His predecessors and wrote Shuddha-Advaita-martand in which He popularized the Shuddha-Advaita.

It is probable that in common parlance, Shamkara, Ramanuja, Madhava, Bhaskara, Nimbarka and others also, were recognized as advocates of Brahmavada. It was necessary to give it such a name, so that it can be clearly distinguished by its salient characteristics from other forms of Brahmavada and it is this that necessitated the coinage of the term Shuddha-Advaita.

## Explanation of the Word Shuddha-Advaita :-

It is a compound word consisting of two words – Shuddha, pure and Advaita – Non-dualism – meaning a philosophy which teaches pure non-dualism. To express this sense, the word Shuddha-Advaita which is the most appropriate was used by ShriGiridharji (kashi). It is to be understood as a Karmadharaya compound, having the relation between the first word Shuddha and the second word Advaita that of an adjective and a substantive. Takint it as such, it means that everything is pure-non-dualism. The world and the souls are non-different from Brahman, being the God's essence. They are as real as Brahman. It can be taken as a Genetive Tatpurush-compound also with Shuddha in the dual number, meaning non-difference of the objects, i.e. the world and the souls from God. It implies that the conscious and the unconscious, the names and forms, and also the cause and the effect are pure essence of Brahman.

Although the words Akhanda-Advaita used by Vallabhacharya and Purushottamji in their commentaries on Sarva-Abheda used by the author of the Brahma-Sutras were not used by Giridharji, they are adequate enough to explain the nature of Vallabhacharya's philosophy. If Akhanda-Advaita were adopted, it would have been confounded with the Avibhaga-Advaita of Bhartuprapancha, which essentially different from Vallabhacharya's philosophy. Again Sarvaa-Bheda also would not be appropriate, for if it meant 'Non-duality of Sarva' (All-Brahman) then what about the world and the souls? Are they to be supposed as different from Brahman? This is not the sense intended by Vallabhacharya. In Brahman is non-dual, the world, and the souls as its parts must be non-dual. It is to avoid confusion with such as interpretation, that ShriGiridharji (kashi) designated this philosophy as Shuddha-Advaita (Pure Non-Dualism). The Shaiva School of Indian Philosophy understands its philosophy also as Shuddha-Advaita, but by it, it means that difference is real in existence, but inseperable in consciousness.

## Proofs of Knowledge (Pramanas) :-

The Aim of Shuddha-Advaita philosophy is the knowledge of Brahman. For attaining Brahman, knowledge of Brahman's nature is absolutely necessary. This system lays particular emphasis on the love type of devotion as a means for the attainment of Brahman. It, however, does not ignore importance of knowledge. It believes that Devotion must be preceded by knowledge so that one should understand the nature of Brahman, to whom devotion is to be directed. The problem of knowledge is in the forefront in all the systems of philosophy, Occidental as well as Oriental. All the systems have discussed how to get the right type of knowledge and by what proofs it is to be arrived at. Each system has its own view about the validity of knowledge. Charvaka, Who was a materialist,





trusted only in perception for the validity of knowledge, pertaining to the worldly matters. He did not believe in the existence of God.

The Buddhistic school known as Swatantra-Vijnanavadis accept perception, inference and verbal Testimony as Pramanas, but it is opposed to the idea of God. Jainism supports the theory of perceptual knowledge, assisted by conception or thought, which is both perceptual and inferential knowledge. To this is added Shruta or Knowledge from authority. It admits two kinds of knowledge – mediate knowledge and immediate knowledge, which is got through clairvoyance, telepathy and omniscience. The omniscience – knowledge is unlimited and absolute, transcending space, and time and is to be achieved by the liberated souls. This knowledge can be obtained in two ways by Pramanas in which knowledge of a thing is got as it is; and by Nyaya way in which knowledge is obtained in relation to another thing. This knowledge is not invalid. It is valid relatively only.

The Nyaya-Vaisheshika Schools accept four proofs namely Perception, Inference, Verbal Testimony and Analogy. The Mimansakas added to these, implication and negation. By Verbal Testimony, the Mimansakas means the Vedas exclusive of the Upanishadas as proofs. Shamkara relies upon Shrutis (Reveletation)< Reason (Discursive Intellect) and intuition. In case of conflicts amont the Shrutis, reason or intuition must be relied upon. Ramanuja accepts Perfection, Inference and Verbal Testimony (The Vedas etc.)

Now let us consider Vallabhacharya's view of knowledge. He accepts the necessity of right knowledge for comprehending the nature of Reality of Brahman. He however, rejects all other proofs, except Verbal Testimony, by which He means the scriptures viz, the entire Vedas inclusive of the Brahmanas, Aranyaka and the Upanishadas, the Gita, the Brahma-Sutras of Badarayana and the Bhagavata. The Purans, the Purva-Mimansa, the epics, the Smriti works, and other works by sages and pious thinkers, writers and the poets are also accepted, provided their teachings do not conflict with those of the above scriptures (Tatarth Deepa Nibandha 1.7-9) Shamkara and other Aacharyas accept only the Vedas, The Gita and the Brahma-Sutras, but Vallabhacharya adds the Bhagavata, making thus four Prasthanas as authoritative instead of three, in the matter of the knowledge of Brahman. Of these scriptures He considers the Bhagavata as the highest authority. Whatever is written therein, has to be accepted as absolute truth without contradiction or hesitation.

The Vedas which are senior-most in time are a base of spiritual knowledge. The Gita is the superstructure and the Brahmasutras, the complete edifice, but the Bhagavata is regarded as the beauty and the charm of the completed edifice. For knowledge, first of all, we should turn to the Vedas. In case of any doubt in the teaching of the Vedas, we must seek guidance from the Gita. The doubt with reference to any teachings of the Gita should be solved by the Brahma Sutras. In case any doubt still remains, then, we must seek guidance from the Bhagavata, which is the last and the highest authority. Authority of the Bhagavata in addition to the Vedas, the Gita and the Brahma-Sutras is the characteristics feature of the Shuddha-Advaita system.

Now let us try to understand why Vallabhacharya accepts Verbal Testimony i.e. the scriptures; and rejects all others:

1.Perception – is useful for worldly knowledge which is to be got through senses and mind, but knowledge of God cannot be got through senses. God cannot be cognized by our senses and mind. He can be known only if He revails Himself to the devotee, of His Own Will. Again as our senses are defective, our perception can also be defective. IT will give wrong knowledge. On account of defective operation of the eye-sense, a rope is mistaken for





a snake. Seeing God is different from the knowledge by perception, but it is not by means of physical senses. So perception cannot be accepted.

2.Inference – knowledge of Brahman cannot be had by reasoning. It may be useful in knowing worldly things, but not in the knowledge of God. Again, in the reasoning process, there is no unanimity of knowledge amonth the reasoners. Each reasoned has his own point of view. The knowledge from reason is partial and at times defective. If the data of inference are defective, for example, defective induction, mal-observation etc. the inference will be mis-leading. Logical method of inference is not satisfactory as a proof for the existence of God.

3.Analogy – also cannot be accepted. It is based on resemblance between one thing, like a cow with another, an animal like a Gavaya, resembling the cow. This is useless for the knowledge of God because God has none else like Him. We cannot point out to any object and say 'God is like this object'.

4.Arthapatti – implication or postulation cannot be accepted. It is of two kinds-Pratyaksha based on the perception on an object and Shruta-based on hearing. The example of the first is of Devadvatta, who is alive, but is not in the house. This knowledge of His being out of the house, is based on perception. We, ourselves look for him in the house, but we do not see Him, so we conclude that since He is alive and is not inside the house, He must be somewhere outside the house. The example of the second type is, we hear somebody say Shut, we know that he wants us to shut the door. Here we get our knowledge from hearing. Both these kinds of Arthapatti do not deserve to be accepted as an independent proof, since this knowledge is the resultant of the combination of perception and inference, it is perception because we first see or hear, and inference because we arrive at the knowledge that the man must have gone out of the house or that the door must be shut. This kind of proof is a mixed proof of perception and inference. But Brahman is not one whose knowledge can be got either by perception or inference, or by the combination of both.

5.Anupalabdhi – this is a proof knowledge from negation or absence of a thing. Since Brahman is everywhere present and no where absent, this proof does not deserve consideration. So according to Vallabhacharya the only proof worth consideration is the Vallabhacharya does not accept the Verbal Testimony of the worldly people. Verbal Testimony is defined by the Nyaya school as "the words of a trustworthy person". But whom should we consider trustworthy amonth the worldly people? Each one thinks that he is correct in his particular view. Even leaders among men, philosophers and thinks are mistaken in holding their own view as correct. If one great man in whose words his followers put utmost trust, says, 'Do this' and if another great man of equal importance says, 'Do not do this,' who should be obeyed? Both are great men in their way.

Both cannot be correct. If one says performance of sacrifices is the Dharma (religion) and if another says, sacrifices should not be performed, it is not Dharma but knowledge is Dharma; whom should we consider as trustworthy. Another person denies this and asserts that devotion is Dharma. If one holds up an ascetic's life as an ideal and the other the life of a householder as that, whom whould we consider trustworthy? Even in the matter of worldly knowledge, verbal testimony creates confusion and doubt. The opinions are always different. There is no unanimity amonth the thinkers. Verbal Testimony of worldly persons is often vitiated by the fact that it is often borrowed or based upon hearsay reports. It is not self-acquired knowledge. It very often turns out to be prejudicial. Vallabhacharya, therefore, rejects the Verbal Testimony of the scriptures which are revelations of God or God-inspired persons.

............to be continued

વર્ષ ૪ અંક ૬ ભાદરવા સુદ ૧૧, ૨૦૬૬

## શ્રીમાલા-તિલકનું પદ

### राग मारू

यह मारग सर्वोपर श्रीवल्लभ तुलसीमालको ॥
जुगजुग राज चल्यो आयो हरिमंदिर तिलक सुभालको ॥ १ ॥
महाप्रभु श्रीकंठमध्य राखि निज संगे ॥
कीनो दृढ़ अंगीकार राजत श्रीअंगे ॥ २ ॥
हुकम भयो जहांगीरको तुलसी माल उतारो ॥
बहु मोलिक कंठहार मुक्ता किन धारो ॥ ३ ॥
महाप्रभु प्रताप अतुल सहित कह्यो भावे ॥
कौस्तुभ मनिनकी माला तुलसी सम न आवे ॥ ४ ॥
तुलसी माला परम धर्म याके सब पाछे ॥
भूषन सिंगार हेत करो कोउ जिन आछे ॥ ५ ॥
भूव पर महात्रास भयो व्रजमंड़ल भारी ॥
महंग बड़े बड़े स्वामिन मिलि सबन माल उतारी ॥ ६ ॥
श्रीविट्ठल धर्मपूत प्रगट भयो श्रीगोकुलनाथ,
मालतिलक धर्म जात राख्यो अपने हाथ ॥ ७ ॥
सनमुख व्है कियो सहाय सबको त्रास निवार्यो ॥
वल्लभदास प्रभु अपने बलते धर्म उद्धार्यो ॥ ८ ॥



# શ્રીગોકુલેશ પાઠશાળા

શ્રીદાન (પરિવર્તિની) એકાદશી વ્રત